# ભજનચંદ્રિકા

દયારામ રત્નસિંહ શરમા.

શ્રી.

# ભજન–ચંદ્રિકા.

યોજક અને પ્રકાશક,

**વ્યાસ–દયારામ રતનસિંહ શર્મા.**

રેવાસી કચ્છ, સુમરી રોહા.

**મુંબઈ.**

"ભુલેશ્વર પ્રીંટીંગ પ્રેસ" ગુલાલવાડી ઘર નંબર ૪૨

પ્રીંટર સખારામ ગુણાજીએ,

માલીક દયારામ રતનસિંહ શર્માને માટે છાપ્યું.

સવંત ૧૯૭૪. શકે ૧૮૪૦. ઈ. સ. ૧૯૧૮.

**કીંમત રૂપિયો એક.**



## સ્વ૦ શેઠ રામજી પેરાજ.

જન્મ સં૦ ૧૯૧૮
આશ્વિન વદી ૦)) રાત્રિ ૧૨.

નિધન સં૦ ૧૯૭૩
આશ્વિન વદી ૦)) રાત્રિ ૧૨.

# અર્પણ પત્રિકા.

સ્વધર્મ પરાયણ, રઘુવંશી સ્વ૦ શેઠ રામજીપેરાજ વર્મા;–

**॥ शुचीना श्रीमतां गेहे योग भ्रष्टोऽभिजायते ॥**

**॥वासांसि जीर्णानि यथाविहाय नवानि गृहणाति नहोऽपराणि॥**

**॥तथा शरीराणि विहाय जीर्णान्य न्यानि संयाति नवानि देही॥**

**॥ जातस्यहि ध्रुवो मृत्यु ध्रुवं जन्म मृतस्यच ॥**

**॥ तस्माद परिहारार्थे नत्वं शोचतु मर्हसि ॥**

આપના વડીલો તરફથી કચ્છ વમોટીમાં શિવાલય તથા ગામનાં પાદરમાં એક ભવ્ય સુંદર વિશાળ તળાવ તથા નારાયણ સરોવર જાતાં યાત્રાળુંનાં વિશ્રાંતી માટે ધર્મશાળા, તથા રામવાળામાં પણ એક ધર્મશાળા વિગેરે અનેક પ્રકારનાં દાનધર્મ કરેલ છે. અને સાક્ષરોને ઉત્તેજન આપી વિદ્યા પ્રચાર કરાવેલ છે. આપ વેદોક્ત સંધ્યાદિ નિત્યકર્મ કરી આ ક્ષણીક ભવ-સાગરનો ત્યાગ કરી પરમાત્માનાં અક્ષયધામમાં નિવાસ કર્યું તેના સ્મરણ તરીકે આ શ્રી "**ભજન-ચંદ્રિકા**" નામક પુસ્તક કે જે **कलौ केशव कीर्तनम्** તે શ્રી પ્રભુ જગતપિતાનાં ચર્ણાર્વીદમાં અંતઃકરણ પૂર્વક અર્પણ કરવામાં આવેછે અને પ્રાર્થના કરવામાં આવેછે કે હે ! પ્રભુ ઉકત આત્માને આપ શાંતિ બક્ષો. શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

લી૦

**દયાનારામને દયારામ.**

ક્ષણે ક્ષણે યાદ કરનાર.

**॥ अशोच्या नन्व शोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ॥**

**॥ गतासून गतासूंश्च नानु शोचंति पंडिताः ॥**

# ભૂમીકા.

**कलौ केशव किर्तनम् ॥** શ્રી પરમાત્માની આજ્ઞાનુસાર વર્તવું એ દરેક પ્રાણીની ફરજ છે. પરંતુ કળીકાળના ગહન પ્રવાહથી વેદાદિ સત્ય શાસ્ત્રોનો અધ્યયન કરવામાં ઘણા વિક્ષેપો પડેછે, તે સહન કરીને પણ શાસ્ત્રનો અભ્યાસ કરવો, તેની સાથે હરિસ્મરણ શ્રીપ્રભુને પ્રસન્નાર્થે કીર્તનો, પદો, ભજનોથી ઇશ્વરની ઉપાસના કરવી અને ભકિતરસની અભિવૃદ્ધિ કરવી. ક્ષણિક. નાશવંત શરીરનો પડવાનો છે, માટે કલ્યાણકારક માર્ગતો શ્રીપરમાત્માની આજ્ઞામાંજ રહેવું તેમાંજ પ્રાણીયોનો શ્રેય છે.

અમારા તરફથી **ભજન-ભુષણ, ભકિત-ભુષણ,** તથા **શિવ ભજનાવળી, ભજન-મણિ** વિગેરે ભકિતરસનાં પુસ્તકો પ્રગટ થયાં છે તે પ્રજાને માનનિય થતાં હોંસથી વંચાય છે અને શ્રીહરિ સ્મરણ થાયછે તે જોઈ અમારા આત્માને અંત્યત આહલાદ થાયછે. અને શ્રીપરમાત્માને પ્રાર્થના કરીએ છેએ કે હે ! દયાળુ પ્રભુ અમને એવી સદ્બુદ્ધિ આપો જેથી ઉત્તમોત્તમ ભકિતરસનાં પુસ્તકો પ્રગટ કરી આપની આજ્ઞા પાળીએ.

" **ભજન-ચંદ્રિકા** " પુસ્તકને રઘુવંશી શ્રીમાનપેરાજ ભાઈ **હરિરામ વર્મા** તરફથી અત્યુતમ આશ્રય આપી અમારા પ્રયાશને ઉત્તેજન આપ્યું છે માટે પ્રભુ તેમનાં **રામ**ના આત્માને શાંતિ બક્ષો.

લી૦
ભકતોના ચરણોરજ સેવકઃ
**દયારામ શર્મા.**

# અનુક્રમણીકા.



**શ્રી લક્ષ્મી નારાયણ દેવની પ્રાર્થના.**



**શ્રીજીની સ્તુતિ.**



**શ્રી ત્રિકમરાયની પ્રાર્થના.**

# ભજન ભુષણ

તથા

ભક્તિ ભૂષણ. રૂ. ૧—૦-૦

શિવ ભજનાવળી. રૂ. ૦-૧૨-૦

ભજનમણિ. રૂ. ૦-૧૨-૦

ભજન ચંદ્રિકા. રૂ. ૧—૦-૦

ટપાલ ખર્ચ સર્વેનો જુદો પડશે.

વ્યાસ-દયારામ રતનસિંહ શર્મા, વડગાદી.

તુલશીદાસ સુરજી, હાઉસ પો. નં ૩ મુંબઇ.

॥ શ્રીહરિ કૃષ્ણાય નમઃ ॥

# શ્રી ભજન-ચંદ્રિકા.



नारायण परा वेदा, देवा नारायणांगजा ॥
नारायण परा लोका, नारायण परा मखा ॥
नारायण परा योगा, नारायण परं तपः ॥
नारायण परं ज्ञान, नारायण परा गति ॥
वासुदेव परा वेदा, वासुदेव परा मखा ॥
वासुदेव परा योगा, वासुदेव परा क्रिया ॥
वासुदेव परं ज्ञानं, वासुदेव परं तप ॥
वासुदेव परो धर्मो, वासुदेव परा गति ॥

# શ્રી સત્યનારાયણ ભગવાનની પ્રાર્થના.

૧

રાગ–બનજારા.

જે જે સત્યદેવ સુખકારી, આપો અવિચળ ભક્તિ તમારી–ટેક.
કાશીમાં વિપ્ર એક દુઃખીઓ, દૈ દર્શન કીધો સુખીઓ;
મુજ મહેર કરોને મોરારી, આપો અવિચળ ભક્તિ તમારી.
કઠિઆરાના દુઃખ સર્વે કાપી, દ્રવ્ય દૈને મુક્તિ આપી,
સુખ સંપત્તિ આપી બહુ ભારી, આપો અવિચળ ભક્તિ તમારી
આગે ઉલ્કા મુખ નગરીના રાયે, કર્યું વ્રત પુત્રની ઇચ્છાએ,
જેની પ્રેમદા પતિવ્રતા નારી, આપો અવિચળ ભક્તિ તમારી.
સાધુ વણીક લીલાવતી નારી, ઘેર કલાવતી કુમારી,
દઈ દંડ કીધો ઉગારી, આપો અવિચળ ભક્તિ તમારી.
ભજના નંદ ભાવે કરી ભજીએ, તમ ધ્યાન કદી નવ તજીએ,
એક વિનતી સુણો હમારી, આપો અવિચળ ભક્તિ તમારી.

૨

રાગ–એજ.

એક શ્રીજી વિના હો ભાઇ, સૌ જુઠી જાણું સગાઇ–ટેક.
ભકત વત્સલ પ્રભુ છો આપ, દુર કરો કુબુદ્ધિ નાથ;
જેથી ભક્તિ કરું હું ધાઇ, સૌ જુઠી જાણું સગાઇ. ૧

કામ ક્રોધ માયાને લોભો, એછે પાપના રોગો,
તે નહીં આપો દીલમાંહીં,—સૌ૦ ૨
આપો દયા સંતોષને ભક્તિ, જેથી થાય મુજ મુક્તિ,
ફરી નહીં આવું ગર્ભનીમાંહી,—સૌ૦ ૩
મુઢ મતીનો છું હુ બાળ, તમે રાખજો મારી સંભાળ,
અંતકાળે આવજો ધાઇ,—સૌ૦ ૪
તમે પ્રલ્હાદની વારે ધાયા, જઈ ગજની બચાવી કાયા,
ચીરપુર્યાં પાંચાળીના ધાઇ—સૌ૦ ૫
પાંડવ ઉપર કરૂણા કીધી, ધ્રુવની સંભાળ વનમાં લીધી,
વળી આપ્યું અવીચળ ધાઇ—સૌ૦ ૬
સવરીના બદ્રીપ્યાશી, કીધી ગુનકાને વૈકુંઠવાસી,
સુધનવાતો ઉગાર્યો આઇ—સૌ૦ ૭
એવાં ભકતોનાં કામ કરતાં, નહીં આળશ દીલમાં ધરતાં,
તતબર આવજો ધાઇ—સૌ૦ ૮
કહે વિપ્ર દયાળ કર ગરીને, મારી વિનતી ઉર ધરીને,
મહાભક્તિ આપો ઉરમાંહીં—સૌ૦ ૯

૩

રાગ—એજ.

એક પ્રભુવિના હો ભાઇ. નવ જાણો સાચી સગાઇ,
નથી સગું આપણું કોઇ, મા, બાપ, માસીકે ફોઈ,
વળી બેરી પુત્રકે ભાઇ, નવ જાણો સાચી સગાઇ—એક.

એ સઘળાં જુઠાં તું જાણ, એક સાચા સગા શ્રીરામ,
અંતકાળે આવેજે ધાઇ—નવ૦
હશે ધન દોલત તુજ પાશે, તો દોસ્તાર ઘણાં તુજ થાશે,
નીકર નહી કરે મીત્રાઈ—નવ૦
દુનિયામાં માન પૈસાને, તું અમથો કુટી મરે સાને,
મનુષ્યને ઘણે નહી ભાઇ—નવ૦
કદી ભર્યો હોય ભંડારો, ને રૂપે નહી હોય સારો,
તોએ તેને કેસે ભાઇ ભાઇ—નવ૦
હોય રૂપ ગુણનો પુરો, પણ જો પૈસેથી અધુરો,
તો નહીં ગણે લેખાનીમાંહીં—નવ૦
કર દયા ધર્મને ભકિત, જેથી થાય તુજ મુકિત,
ફરી નહીં આવે ગર્ભનીમાંહીં—નવ૦
ધન દોલત જાણે તું મારાં, તે સૌ અહીંઆ રેવાનાં,
નહીં સાથે આવે એક પાઇ,—નવ૦
તુજ જીવ નીકળીતો જાશે, જ્યારે માર જમનો ખાશે,
ત્યારે મનમાં રેહેસે પસ્તાઇ—નવ૦
કહેછે દયારામ કરગરીને, સાચા સગા જાણ હરીને,
બીજા સ્વાર્થના સગાભાઇ—નવ૦

૪

રાગ—એજ.

હરી ભજો સદા ચીત્ત ચાહી, ધન જોબન કાચું ભાઇ—ટેક.
શીર કાળ તણો ભય ભારી, સમજો છો સૌ નર નારી,
છે મરણ ઘણો દુઃખદાઇ, ધન જોબન કાચું ભાઇ. ૧
તજ વિષય વાસના મનથી, મળે સુખ કદી નહીં તેથી;
વળી સંપત્તી જાએ તણાઇ, ધન જોબન કાચું ભાઇ. ૨
અભીમાન ધરે મનસાનો, દેહ નથી નિશ્ચે રહેવાનો;
ફોકટ શું ફરે ફુલાઇ, ધન જોબન કાચું ભાઇ. ૩
જોબન છે રંગ પતંગી, વૃધમાંહે થાએ અપંગી;
નહીં રહે શરીર સફાઇ, ધન જોબન કાચું ભાઇ. ૪
જ્યાં લેખું જ્યારે લેશે, તું જવાબ શું ત્યાં દેશે;
તે વખત રહીશ પછતાઇ, ધન જોબન કાચું ભાઇ. ૫
મું જાસે મન ત્યાં ભારી, થસે નર્ક તણો અધીકારી,
દુઃખ થસે ઘણું દુઃખદાઇ, ધન જોબન કાચું ભાઇ. ૬
કર કર્મ સદા તું વિચારી, થા સદાયપર ઉપકારી,
સુભ સંગત કર સુખદાઇ, ધન જોબન કાચું ભાઈ. ૭
જન સૌ લ્યો મનથી સમજી, દયાળની થોડી અરજી;
રહો હરી ચરન ચીત ચાહી, ધન જોબન કાચું ભાઇ. ૮

૫

## ગરબી.

( બોલમાં બોલમાં રાધાકૃષ્ણ વિના એ રાહ. )

જાએછે જાએછે જાએછેરે, રૂડો ભજન વખત વહ્યો જાયછે,
પછે જીવને પસ્તાવો થાયછેરે, રૂડો ભજન વખત વહ્યો જાયછે-ટેક
માટે પળપળ ભજન કરોની, નીકળ જીવ પાછળથી પસ્તાયછે-રૂ.૧
મનુષ્યા દેહ ધરી ભજન ના કર્યું, ધીક તેનો અવતાર છે-રૂડો.૨
લક્ષ ચોરાશી અવતારોમાંથી, મનુષ્ય મોહોટો ગણાય છે-રૂડો. ૩
માટે આ અવતાર એમે જશે તો, બીજામાં પછી શું થાયછેરે-રૂ ૪
કુસંગ કુચાલનો સંગ કરવાથી, કારજ વૃથા જાયછેરે-રૂડો. ૫
ભજનની સાથે સુસંગ કર્યાથી, સઘળું કુળ તળાય છે-રૂડો. ૬
આઠ ઘડી આઠ પહોર ભજવાથી, પ્રભુ પ્રસન્ન થાયછે રે-રૂડો. ૭
ઘડી જે જાયછે તે પાછી નહીં આવે, શું કામ અમથો અફળાયછે ૮
ભાવ થકી જો ભજન કરેતો, મન શુદ્ધ તેનું થાયછે રે-રૂડો. ૯
વિપ્ર દયાળ તો હેતથી કહેછે, સ્વર્ગમાં તેને રખાયછેરે-રૂડો. ૧૦

૬

## રાગ—ઉપરનો

રામછે રામછે રામછેરે, જીવ તારા હૃદયમાં રામછે,
તેનું કંઇ તુજને ભાનછેરે, જીવ તારા હૃદયમાં રામછે-ટેક.
જુઠી માયામાં શું રે રમેછે, અંતે તેનાથી કામછેરે.—જીવ. ૧

ભકિત તેની તું કરને ભાવથી, એ વિણ ખોટું સૌ કામછેરે—જી. ૨
જ્ઞાન દૃષ્ટિથી દીલમાં જોને, કયે ઠેકાણે તેનો ઠામછેરે—જીવ. ૩
વિપ્ર દયાળ કર જોડી કહેછે, દૃઢ ભકિતથી જે જાણેછેરે—જીવ. ૪
રામનો ઠામ તો તેનેજ જડેછે, બાકી બીજા અફળામછેરે—જીવ. ૫

૭

રાગ—એજ.

સાચો સાચો સાચોરે, એક ભકિત માર્ગછે સાચો,
તે કરીને દીલમાં રાચોરે, એક ભકિત માર્ગછે સાચો—ટેક.
ભકિત કર્યાથી કોણ કોણ તર્યા, ઉરમાં લ્યો તેની વાતોરે—એક. ૧
આતસબાજી જેવો ખેલ સંસારનો, તેની આશ દીલમાં નહીં રાખોરે.
ધ્રુવ પ્રલ્હાદ અમરીષ આદીએ, જુગ જાણ્યો તો ખાતોરે—એક. ૩
એવું જાણીને ભકિત કીધી તો, જશ દુનિયામાં થયો ગવાતોરે. ૪
માટે ભકિત સૌથી મોટી છે, એમ દીલમાં વિચાર રાખોરે—એક. ૫
વિપ્ર દયાળ કરજોડી કહેછે, સ્વર્ગના સુખને ચાખોરે—એક. ૬

૮

રાગ—એજ.

કરજો કરજો કરજોરે, રૂડું ભજન તમે કરજો.—ટેક.
તે કરીને દીલમાં ઠરજોરે, રૂડું રામ ભજન તમે કરજો—રૂડું. ૧
રામ નામથી પથ્થર તર્યાંતાં, તેમ તમેપણ તરજોરે—રૂડું. ૨

આર્યો જ્ઞાન દીલમાં લાવીને, એક સંપથી પળજોરે—રૂડું. ૩
સંપ કરીને ભજન કરવાં, દીલમાં ઉમેદ ધરજોરે—રૂડું. ૪
ગર્ભવાસમાં શું બોલ્યાંતાં, તેજ વચનને પલજોરે—રૂડું. ૫
કળીયુગનો આ વખત કેવો, તેનો વિચાર દીલ ધરજોરે—રૂડું. ૬
માતપીતાનું કહયું પુત્ર માને નહી, કહું છઉં તે ઉરધરજોરે-રૂડું. ૭
સ્ત્રીએ પતીવૃત ધર્મ મુકયાં છે, તેથી દીલમાં ધરજોરે—રૂડું. ૮
અસત અધર્મ વધી ગયું છે, તેથી સત્યથી પલજોરે—રૂડું ૯
વિપ્ર દયાળ કરજોડી કહેછે, વિનતી આ ઉરમાં ધરજોરે—રૂડું. ૧૦

૯

રાગ—એજ.

જાણો જાણો જાણોરે, હરિ રસ અદભુત રસ જાણો,
માણો માણો માણોરે, હરિ સેવાનું સુખ માણો—ટેક.
એ રસ સ્વાદ પૂરણ અજ જાણે, કાં શિવયોગી પ્રમાણોરે—હરિ૦ ૧
નારદ સનકાદિક મુનિપીતાં, હરિ રસ થયા મસ્તાનોરે—હરિ૦ ૨
ધ્રુવ પ્રહલાદે એ રસ ચાખ્યો, પામ્યા અવિચળ ધામોરે—હરિ૦ ૩
વેદ વ્યાસ વળી મુનિ પરાસર, એ રસ ભોગી પીછાનોરે-હરિ૦ ૪
વ્રજ વનિતાઓ હરિ રસ માંહે, માણે કરે ગુમાનોરે—હરિ૦ ૫
નરસિંહ પરબત મીરાંબાઇ, પીપાજીએ પીછાનોરે—હરિ૦ ૬
વરણક તે રસ સ્વાદ તણુ અકથ, સમજોતો સન્માનોરે-હરિ૦ ૭
નર્મદ હરિ રસજો પ્રભુ દેતો, રામે ભરીં સોખાળવારે—હરિ૦ ૮

## ૧૦

### રાગ—ઉપરનો.

જાયછે જાયછે જાયછેરે, હરિ ભજન વિનાની ઘડી જાયછે,
થાયછે થાયછે થાયછેરે, કાળ કોળિયાનું કામ પૂર્ણ થાયછે—ટેક.
ગોરા બદનનું ગુમાન ન કરજે, ક્ષણ પળ વિકટ ગણાયછેરે-હરિ૦
સગા સબંધી કોઇ કામ ન આવે, અંતસમે વિખરાયછેરે—હરિ૦
ધનદારા જોઇ મુરખ મનમાં, કેમ તું અતિ ફુલાયછેરે—હરિ૦
મેડી મંદિરને માલ ખજીનાં કાંઇ નહીં તારૂં જરાયરે—હરિ૦
વસમી વેળાએ કોઇ કામ ન આવે, ત્યારે પછી તું પસ્તાયછેરે-હ૦
ચેત ચેતને ચિત્ત ચોંપે કરીને, ચતુર થઇ કેમ ભુલ ખાયછેરે-હ૦
બાંધી મુઠી આવ્યો તું જગમાં, ખાલી હાથેથી તું જાયછેરે-હરિ૦
નર્મદ ગયા પછી આ તન કેરા, ભડ ભડ ભડકા દેખાયછેરે-હરિ૦

## ૧૧

# દ્રૌપદી સ્તુતી.

( પદ રાગ ભૈરવી અથવા ગરુડે ચડી આવજો ગીરધારી—એ રાહ )

હરિ હદ થાયછે જુવો વાલા, કરૂં દીન થઇ કાલાવાલા—હરિ૦
જોજો આ વખતે સ્થિતિ મારી, ગયા પાંડવો દ્યુતમાં હારી,
હવે હું છું નિર્મળ નારી.—હરી૦ ૧

આવ્યો દુષ્ટ દુશાશન આ ટાળે, જોરબળ થકી મુજને એ તાણે,
છતાં રજ સ્વળામને જાણે—હરી૦ ૨
છે આ મૂર્ખની મનસા કૂડી, સ્વામી સન્મુખ કરવા ભૂંડી,
તારો હું છું અતિદુઃખ બુડી—હરી૦ ૩
ખેંચી મધ્ય સભામાંહે લાવ્યો, નહી માને કોઇનો મનાવ્યો,
એ છે કૌરવને મન ભાવ્યો—હરી૦ ૪
નીચું જોઇ રહ્યાં પતિ પાંચે, નથી જોતાં કરી આંખ ઉંચે,
જોઇ દુર્યોધન દિલરાચે—હરી૦ ૫
નથી બોલતા ભીશ્મ પીતાજી, નથી વારતા ગાંધારીમાજી,
લીએ લાજ તેમાં થાય રાજી—હરી૦ ૬
ગતિ કાળની વીપરીત દેખું, પ્રભુ જ્યાં ત્યાં હું દુષ્ટતા પેખું,
બહુ થાય રહ્યું નહી લેખું—હરી૦ ૭
ખેંચે વસ્ત્ર જુવો શું મુરારી; વારે ધાઓને કુંજ વિહારી,
છતે નાથ બની દુઃખીઆરી—હરી૦ ૮
કૃષ્ણ છો કરૂણાનિધિ પુરા, કષ્ટ દાસના હરવા શુરા,
જગપાવન નહીં છો અધુરા હરી૦ ૯
ધાયા રૂકમણિ અર્જ સુણીને,
ધાયા સુર દુઃખ હૃદયે ધરીને—હરી૦ ૧૦
સુણી અરજ કૃપાનાસિંધું, જે છે જગકારણ દીન બંધુ;
પણ દુશાશનનું હરી લીધું—હરી૦ ૧૧

થાકયો ક્રુર એ વસ્ત્રો તાણી, દેખે નવીન વસ્ત્ર બીજું જાણી;
તોય બીક નહીં દીલ આણી—હરી૦ ૧૨
ફિટકાર સભા મધે પામ્યો, ભીમ ક્રોધથી પુરણ જામ્યો,
જોઇ ધર્મમતીને વિરામ્યો—હરી૦ ૧૩
કરૂણાકર કેશવ એવા નર્મદ કહેજો કરે સેવા,
દીએ મોક્ષ તણા શુભ મેવા—હરી૦ ૧૪

૧૨

( નટ નાગ બેરવી અથવા ગરૂડે ચડી આવજો ગીરીધારી-એ ચાલ )

પ્રભુપત રાખજો જાઉં વારી નામ નિત્ય ભજું ધારી ધારી—પ્રભુ૦
આવ્યો કાળ કરાળ આભારી હું તો શરણે સદાય તમારી;
તેજો દાસને દેના વિસારી--પ્રભુ૦ ૧
પુરો પાપી છું તો નથાપી નથી તૃષ્ણા હજી કાંઇ કાપી;
બાંહ્ય ઝાલજો કુંજવિહારી—પ્રભુ૦ ૨
કીધાં મનવચ કર્મથી પાપો, કરી કરૂણા થકી સઉ માફો;
જાઉં તુજપર હું બલીહારી—પ્રભુ૦ ૩
છોડી ધર્મ અધર્મો હું ધાયો, ખોયું પુર્વેહતોજે કમાયો;
હવે તારો તમે ગીરધારી—પ્રભુ૦ ૪
જાણ્યું જગત ચરાચર સાચું, નહીં જાણ્યું છે ખોટુ ને કાચું;
છતે પુગી ગયો માથું મારી—પ્રભુ૦ ૫

નહીં નાવ સુકાની પિછાન્યો, નાવ જુની સુકાની અજાણ્યો;
નાવ ડોલી હવે લેજે તારી—પ્રભુ૦ ૬
અંધકાર તણો પટખોલ્યો, જ્ઞાન ગુરૂની કૃપાથી ન ડુલ્યો;
આવ્યો હાથ હરી હીરો ભારી—પ્રભુ૦ ૭
કહે નર્મદ બે કરજોડી કરૂં જે અરજી તેછે થોડી;
છોજી આપ અચળ અવિકારી—પ્રભુ૦ ૮

## ૧૩
### શ્રી શંકરની—લાવણી

ચંદ્રમોલી શિર ગંગા બિરાજે, જટા જુટમે ત્રિપુરારી;
અરધ અંગમેં ઉમા સોહાવે, નંદીવાહન અઘહારી;
ગલે રૂંઢકી માલ કોટમેં, અહિ ઉપવીત ડમરૂધારી;
હાટકનાથ રહો ઉર અંતર, હો હમપર કરૂણાકારી—હાટક૦ ૧
પિનાકપાણી પરમ કૃપાળુ, પશુપતિ પાતક હરતા;
ગૌરીશંકર ગિરિજાપતિ, હરજગત ગુરૂ શિવ સુખકરતા;
પતીત પાવન પરમ પુજ્ય પ્રભુ, પાતકસેં લેઉગારી—હાટક૦ ૨
વૃદ્ધ નગરકર રાજધાનિ, પુનિ ઉત્પનકર નાગર જ્ઞાતિ;
દિયા શ્રેષ્ટ પદ ઉનકું સબમેં, જો બ્રાહ્મણકી કુલ જાતી;
બેદ ધર્મકા મર્મ બતાયા, કીયા સબહીકુ ઉપકારી—હાટક૦ ૩
મુદિતભયે મંગળ સબ, ગાવત શિવગુરૂ મુખસેં ઉચ્ચારી;
વેદ ધ્વનીપર શિવ હાટક, પ્રભુ ગાવે ગુન સબ નરનારી;
નર્મદકા દુઃખ દુર કીયા, સબ જાવે તુજપેં બલિહારી—હા૦ ૪

## ૧૪

### રાગ—ઠુમરી

બીગરી કોન સુધારે નાથ બીન, બીગરી કોન સુધારેરે.
બની બનીકા સબ કોઇ સાથી, બીગરી નહી કોઇરી;
ભરી સભામે લજાં રાખી, દીનાનાથ સવાઇરે,
રામબી બીગરી લક્ષ્મણ બીગરી, બીગરી સીતા માઇરે,
લંકામે એક રાવણ બીગડે, ફીરગઇ ધોવાઇરે,
કડવી વેલકી કાલી તુંબડીઆ, સબ તીરથકર આઇરે,
ગંગા નાઇ જમુના નાઇ, તો ન ગઇ કડવાઇરે,
નીમ ધરમકા જાજ બનાયા, સમુદર બીચ ચલાયારે,
ધર્મી ધર્મી પારઉ કરકે, પાપ નામ બુલાયારે,
સુરત સુરતકી બની ચુનડીઆં, દીલમેં દાગ લગાયારે,
ગુરૂ હમારા નાથ જલંધર, રાજ માનસીંગ પાયારે.

## ૧૫

( કાંયું કાંયુ જીવન સામુ આગુમાં—એ રાગ )

બાવો લાંબો લાંબો લાંબોની તડાક. ( ૨ )
એઆગ વડને પાનડે કેમ સામાણાં સડાક—બાવો.
ગોકલમાં ગોઠણીએ રમતાં,
મૈયારીયુના માંખણ ખાતાં;
વ્રદાવનની ગોપી સાથે કરત તડાક—બાવો.

પ્રલાદાની પ્રતીજ્ઞા રાખી,
અંતર જામી આયારે;
હરણા કંશને પછાડી નાંખ્યા કડ કડ કડાટ—બાવો.
રાધે કુંટપર રાસજ રમતાં,
દુનીઆ દેખે ઠાઠ;
પાઉમાં ઘુઘરીઆં વાગે, ઘણ ઘણુ ઘણાંટ—બાવો.
નામદેવ કહે શુણો ગુરૂજી,
સાધુ મેરે પ્યાસ;
જલ ભરીને વેલા આવો આવોને ચડાટ—બાવો.

## ૧૬

### શ્રીમદ ભાગવત દશમ સ્કંધ પુર્વાર્ધ સંક્ષિપ્ત

( "અંજનીના જાયા હનુમાનરે સમરૂ બજરંગી"—એ રાગ )

દેવકીના જાયા ભાગવાનરે, મોહન મહીદાણી યશોદાના પાળયા
જીવનરે, ગોકળ ગૌચારી-ટેક.
શ્રીકૃષ્ણને નમુ સદા પ્રણામ વારંવાર કૃપા કરી પુર્ણ કરો દશમ
કેરો સાર દેવકી૦
મથુરાં પુરમાં શોભતું જ્યાં કંશ કેરૂ રાજ્ય, શ્રીકૃષ્ણ જન્મ
કારાગૃહે ઉતારવા ભુભાર—દેવકી૦
દર્શન દીધા દંપતીને, મુળ રૂપ મહારાજ, નિરખી હરખી
સુખી થયાં કરવું કવણ કાજ—દેવકી૦

શ્રીપતી કહે શું જુઓ મને મુકી આવો નંદદ્વાર, મધુસુદન
કહે પિતા મ્હારા હવે ન કરો વાર—દેવકી૦
વસુ૦—આ પુત્ર પુર્ણ પરાક્રમી પરઘરે કેમ મુકાય ! લોભાઇને
જો લાલને રાખું વિઘન મોટુ થાય—દેવકી૦
શ્રીકૃષ્ણ—બારવર્ષ બોલવું નહિ અમે થૈએ તૈયાર, કંશને હણી
વિઘાભણી, સુખ દેશું અપાર—દેવકી૦
વસુ૦—પ્રાણથી આ પુત્ર વ્હાલા ફરીએ ળાપજ થાય, વળતી
આપું વિપ્રને સવત્સી સહસ્ર ગાય—દેવકી૦
કમાડ ઉઘડયાં કષ્ટ ટાળયાં મુર્છિત રક્ષક માત્ર, ભાગ્ય સુનંદ
યશોદાનાં શુકન સારા થાય—દેવકી૦
યમુનાએ જગદીશ જાણી તરત આપ્યો મારગ, કાલન્દ્રિને કૃપા
કરી વધારીને પાદ —દેવકી૦
વસુ૦—પ્રભુતા દીઠી પુત્રની મન સમજી આતતખેવ, છાના
છુપયા કયમ આરેશે ! દેવના જે દેવ—દેવકી૦
દીપક નિશા સાક્ષી રાણી પોઢાડયા વજરાય, કંચન માટે
કથીર લૈને યાદવપતિ જાય—દેવકી૦
ઝબકી યશોદા જાગીયાં પાસામાં દીઠાં પુત્ર, નંદને હર્ષ ઘણો
શોભીયુ ઘર સુત્ર—દેવકી૦
( શ્રીકૃષ્ણ લીલા ) પ્રથમ મારી પુતના પછી સકટાસુર,
તૃણાવતતો તુરતજ આવ્યો કરવા કારજ ક્રુર—દે૦

ઉપાડયા અવિનાશને નંદના જાણી બાળ, ભમાવીને ભુતળ
નાંખ્યો, જાણ્યા ન કૃષ્ણ કાળ—દે૦
ગર્ગ આવ્યા સોધતાં કયાં નંદ કહાં ધામ, અજન્માએ જન્મ
ધર્યો કયાં યશોદા કહાન—દે૦
નંદ નમી ગુરૂને કહે મમ ઘર પ્રગટયો બાળ, આયુષ્ય જોજો
આશિશદેજો નામધરો શુભસાર—દે૦
દર્શન કર્યા દયાળના ગુરૂ ચકિત થયાં અપાર, નામ શું ધરૂ
મુખશું ભાખું ગુણરૂપનો ભંડાર—દે૦
વ્યવહારની વિધિનામથી સિદ્ધિ પુછવું પડે પશ્ન, નામ તાણુ
તો નથી લેખું પણ કહેજો શ્રીકૃષ્ણ—દે૦
ગુરૂને ગણી દક્ષણાં આપી આનંદ્યો વ્રજસાથ, કષ્ટ હરણ કૃષ્ણજી
વ્રજ થયો વિખ્યાત—દે૦
માટી ખાવી મોહનને મા મુખ જોવા જાય, વદન મધે વિશ્વ
જોયું વિસ્મય અતિશે થાય—દે૦
અચ્યુત બાંધ્યા ઉખળે જેના નામથી મુકિત થાય કુબેર પુત્રો
છુટીયાં ધન્ય સ્પર્શનો મહીમાય—દે૦
વત્સાસુરતો વત્સરૂપે આવીઓ, અસુર ગોઠીઆ ગોવીંદજી
થયાને મારી નાખ્યો સુર—દે૦
બગાસુર બગરૂપ લીધું કરવા કુડું કામ ચાંચગ્રહીને ચીરીનાં
ખ્યો એવા સમર્થ શ્યામ—દે૦

મોર મુગટ મુરલી ધરી નીલ પીતાંબર પરિધાન, સહુ
ગોપાલા મધ્યે શોભે યશોદાના કહાન—દે૦
ધેનુ ધોલી કાબરી ગોરડી ઘઉં લેવાન, ચારવા ચાલ્યા ચતુર
બાહુ ધન્યએ ગોકુલ ગામ—દે૦
અઘાસુર અતિદુઃખ દીધું ગલ્યા ગોપ સકલ, વનમાલીએ વાટ
દેખાડી ચીરીને ઉદાર—દે૦
ચતુરાનને ચોરી કીધી હર્યાં ગૌ ગોપાલ, શ્યામ થયા ત્યાં
સૌ રૂપે દેહ ધર્યાં દયાલ—દે૦
બ્રહ્મા ભ્રાન્તીમાં પડયાં ન ઓલખ્યાં અવિનાશ, નવીન
સૃષ્ટિનાથે કરી અજ થયાં ઉદાસ—દે૦
કમલભુ દ્વિકર જોડી સ્તુતિ કરે અપાર, શેષ સારદા પાર
ન પામ્યાં, કેમ હું પામું પાર—દે૦
ગોપ કહે ગોવિંદને સખા! તાડફળની આસ મનોરથ પુર્યાં
મિત્રનાને ધેનુક કીધો નાશ—દે૦
કાળી કોથી નાથ્યો ઉપર થયાં આરૂઢ, નાગણી સરવે નમન
કરે જય ગરૂડારૂઢ—દે૦
પ્રલંબ પ્રભુએ મરાવ્યો બલભદ્રજીની પાશ, મણિ ધરને માધવ
કહે અસુર કરો નાશ—દે૦
વસંતનુ વર્ણનવ કરી વ્રજ રમતાં વ્રજનાથ, શ્રીહરીએ શેષજીને
બોધ કર્યો અગાધ—દે૦

અચિંત્યો અગ્નિ ઉત્પત્યો હવે શરણ રાખો શ્યામ, આંખ
મિચાવી અલબેલાએ કર્યા પાવક પાન—દે૦

વ્રજ બાલાએ વ્રત લીધું થયા પ્રભુ પ્રસન્ન, પટકુલ હરી પ્રેમ
જોયો દીધાં ત્યાં વચન—દે૦

ભુધરજી ભુખ્યા થયાં કહે ગોપને ગોવિંદ, ભુખે મને ભમાર
યાચીલાવો અન્ન—દે૦

ગોવાલા ગોષ્ટી કરે આ અરણ્યમાં કયાંથી અન્ન, વિશ્વંભરને
ભુખ લાગી ભાઈ હવે કરશુ કયમ—દે૦

ગોવિંદે જોયુ ગગન ભણી બોલી ઉઠયો સર્વે સાથ, વેદની ધ્વની
શ્રવણે શુણી દ્વિજ કરે કો યાગ—દે૦

ઉઠી ગયા ઉતાવલા મનમાં મોદ અપાર, અધિકારીને ઓલખ્યાં
નહિ દ્વિજને વેદ ભણ્યાનો ભાર—દે૦

ગોવાલ આવ્યા નાથ પાસે મુખે નવબોલાય, વિપ્રે કહયુ તે
કેમ કહું જીભલડી છેદાય—દે૦

માધવ કહે જેને માગવું તેને તે શેની લાજ, મીઠું મોલુ ટાઢુ
શીળુ યાચીલાવો આજ—દે૦

નિર્મળ નારીછે ઘણી તમે માગવા ત્યાં જાવ, ઘેર જઇને ઘણુંજ
જમસું જોવો તેનો ભાવ—દે૦

બ્રાહ્મણ બ્રાન્તીમાં પડયા નાના કહી નિરધાર, બ્રાહ્મણી તણી
ભક્તિ જાણી અન્ન આપ્યાં ચ પાર—દે૦

ભકિતનો રશ ભકત જાણે, જાણે બ્રજની નાર, યજ્ઞપતિને
ઓડખ્યા નહિએ કરમઠો કહેવાય—દે૦

ભગવાનને બહુ ભાવથી જમાડતી દ્વિજનાર, જશ ધન્ય છે
બ્રાહ્મણની નારી ઉતરી ભવપાર—દે૦

ઇંદ્ર કહે મારી ઉજાણીનો કૃષ્ણે કીધો લોપ, મેઘ સર્વેને આજ્ઞા
દીધી તાળો સર્વે ગોપ—દે૦

મેઘ વરશ્યા મમતઆણી ગોવિંદે ધર્યો ગીરીરાજ, કૃષ્ણજી ત્યાં
કુશળ સદા ભય પામ્યો સુરરાજ—દે૦

શક્ર કહે હે શ્રીહરી ! મને મોહ થયો મહારાજ, શરણાગતને
શરણ આપો રાખો કીર્ત્તીત લાજ—દે૦

બ્રજજનને વાસુદેવ જાણ્યાં દીઠાં અધભુત કામ, નંદજીને
નિશ્ચય થયો પુત્ર પુરણ ધામ—દે૦

બ્રજપતિએ વરૂણ લોક જોયો માહા પ્રભાવ, પુત્રતો પરબ્રહ્મ છે
ધરૂં હવે એ ભાવ—દે૦

ગોપીકાયે ગીત ગાયાં પ્રેમ કર્યો પ્રકાશ, મુરલીધરે મુરલીમધે
વેદ કર્યો વિસ્તાર—દે૦

રાધાવર ત્યાં રમત કરતાં કૃષ્ણ સાથે ગોપ, દાનવ માનવ વસુ
મોયા મોહ્યા શિવ સુરલોક—દે૦

ઇન્દ્ર મોહ્યા ચંન્દ્ર મોહ્યા મોહ્યા માહાબળવીર, કૃષ્ણજીની
ક્રીડાયે સ્તંભ્યાં સરિતા નીર—દે૦

દેવ સૌ દિગ્મુઢ કીધાં ગહુન ગતી ગોપાળ, માહામાયા મોહન
તણી વાહ નંદજીના બાળ—દે૦

ચરિત કીધાં ચતુર્ભુજે તારવા જન સમાજ, દેહ તેનો દેવ જેનો
પ્રભુ પદે અનુરાગ—દે૦
વિદ્યાધર શંખચુડ ઉદ્ધાર્યાં મુરારી મહારાજ, નંદ ઉગાર્યા મણી
લાવ્યાં એક પંથ બેકાજ—દે૦
અરીષ્ટ મોકલ્યો અધર્મિએ કરવાને વિઘન, તેને મારી મોક્ષ
દીધો ધન્ય આહીરા ધન્ય—દે૦
કેશી કંઠે કર ધરી વિદારીયો યદુવીર, વિઘન વારી મુરલીધારી
ધન્ય ગોપાલક ધીર—દે૦
વિણાધરે વાસુદેવની સ્તુરતિ કરી અપાર, અમરે અતિ વૃષ્ટિ
કરી પુષ્પ તણી તે વર—દે૦
કંશ નેમને કષ્ટછે હવે કરવો કોણ ઉપાય, લાવ્યા તેને મારી
નાખ્યા યોદ્ધા નહિ જીતાય—દે૦
કંશ કહે અક્રુરને અહી લે આવો બે બાળ, વડા સંગે વેર
પડયું મુજ પેટમાં છે ફાળ—દે૦
અક્રુ૦-કપટ તણું આકાર્ય છે પણ દર્શન થશે દયાળ, મુર્ખને
માહાબોધ દૈએ લાગે નહી લગાર—દે૦
યાદવ મળીઆ યદુનાથને મન હરખીયાં, અપાર જન્મ સફળ
આજ થયાં મળયાં જો મુરાર—દે૦
અક્રૂર નંદ હળયા મળયાંને પ્રેમે લાગ્યાં પાય, મથુરાંમાં મખ
રચ્યો છે તમને તેડે રાય—દે૦

રણકાર કરતો રથ ચાલ્યો કૃષ્ણ બળવીર માંય, સમય જાણી
સંધ્યા કેરો પેઠા યમુના માંય—દે૦
કાકાને મનકલ પના રખે આવે મુજને આળ, સ્વરૂપ દેખાડયું
શ્રીહરીએ વાહ કૃષ્ણજી કૃપાળ—દે૦
અકુ૦—આકાળ કેરા કાળછે વળી ભક્તના પ્રતિપાળ, ગતીન
કળી કંશ ગાંડો સીંહ મુખે શીયાળ—દે૦
ઇશ્વર કેરી અદ્દભુત લીલા જાણે નહીં, મલી ન ભકત જાણે
મંદ જરાથાએ તેમાં તલ્લીન—દે૦
વાડીમાં ઊતર્યાં વ્રજપતિ સૌ દર્શન કરવા જાય, મન પ્રમાણે
મોહન મળયાં જેને જેવો ભાવ—દે૦

૧૭

રાગ—મોજ.

ધન્ય ધન્ય વાસુદેવ બાલરે હલધર ગીરધારી,
જેણે માર્યોછે કેસરી કંશરે ગોકુલ ગોચારી—ધ્રુવ.
માળીએ ફુલમાળ આપીને સોહાવ્યાં ગોપાલ,
ધોબી કેરૂં ધડ્ડુ ઉડાવ્યું આગલ શું થનાર—ધન.
દરજીએ દયાડને શીવી દીધી બાંસ,
કિંચિત તેના કાર્યથી અભય દીધાં ત્યાંય--ધન્ય.
ધોળી ધાબલ કાળી કામલી ચંદન ચરચ્યું અંગ,
મલ્લ અખાડે મોહનજીએ રાખ્યો વહોરો રંગ—ધન.

ચાણુર તોડયો મુષ્ટિક માર્યો કાઢી આ ગજ દંત,
ગેડી ધારી દાનવ મારી ધનુષ્ય કીધો ભંગ—ધ૦
રાય રીઝવવા રમત માંડી મનમાં છે અતિ ક્રોધ,
કાળતો ભરી યુક્તિ કરી, મારી નાંખ્યો યોધ—ધ૦
જય! જય! શબ્દો સુરકરે કુસુમ વૃષ્ટિ થાય,
કંસ કંટક કહાડીયો જય કૃષ્ણની બોલાય—ધ૦
સુર ફુક્કડ ધીનક્કડ મોહન મોરલીવાય,
ગોપાલ કરતા ઘુમરી વચેછે બ્રજરાય—ધ૦
ઉગ્રસેનને અભિષે કીધો નમ્યા માત પીતાય,
મથુરા મોહન આવ્યા, આનંદ ઉત્સવ થાય—ધ૦
કાછ કછયો રંગ મચ્યો લાડીપડે તડાટ,
ધમધોક જુવે લોક ગાજ્યો યમુનાઘાટ—ધ૦
વસુદેવ કહે વ્હાલા મારા પહોંચી મારી આશ,
બળહતુ નેબેસી રહયાં એ મારા ભાગ્ય—ધ૦
પરાક્રમી બે પુત્ર મારા સુરના સરદાર,
મામો માર્યો અર્થ સાર્યો શોકના હરનાર—ધ૦
નંદને વંદન કરી વેગે કરો વિદાય,
સમજાવીને સટકીઆવ્યો બ્રજ બ્રજેશજાએ—ધ૦
પ્રભુએ પિતા પ્રીત જાણી જાણી સ્વાર્થ રીત,
ચમક ચમક જશ ન જાણે ગાવાં હરીનાં ગીત—ધ૦

ભણવા ગયા શ્રી નાથજી સાંદીપ ગુરૂની ઘેર,
ચૌદવિદ્યા ચોસઠ દીને જાણી કરી લ્હેર—ધ૦
ગુરૂએ ગોપાલ જાણ્યાં મુવો માગ્યો બાલ,
સાગરમાંથી સોધી લાવ્યાં જલ સાયી તત્કાળ—ધ૦
ઉદ્ધવને અવિનાશજીએ મોકલ્યા ગોકલ માંય,
પ્રેમ દીઠો ગર્વ ટળ્યો ત્યાંય—ધ૦
કુબજાએ શ્રીકૃષ્ણજીને માન્યાછે કંથ,
જે તે ભાવે ભજો હરી પ્રૌઢો જાણી પંથ—ધ૦
અક્રૂર ઘેર અચ્યુત ગયાં ભક્તાધીન ભગવાન,
અગણીત લીલા એવી કરી ધરી નાનાવિધ નામ—ધ૦
અક્રૂર કાકાને કહે તમે પાંડવ પાસે જાવ,
કૌરવને કાંઇ શીખ દેજો રાખે ભાઈપર ભાવ—ધ૦
અક્રૂર જઇ આવ્યાં કહે માને નહીં લગાર,
સત્ય તણાં સાહેકારીછો ભક્ત તણાં પ્રતીપાલ—ધ૦
અક્રૂરજી સ્તુતિ કરે જય જય શ્રીગોપાલ,
દીનના બંધુ દયાસિંધુ આરોપું મનમાલ—ધ૦
જરા વિશેષજ કંઇ ન જાણે શ્રકૃષ્ણ કૃપાને ચાહ્ય,
અષ્ટમી ઉધાપને જય જય બહુ ઉચરાય—ધ૦

૧૮

રાગ—બરવી.

હૈયાના ફુટયા હરિસંગ હેતના કિધું, લક્ષ ચોરાશી ફેરૂં.
લગડું માથે માગી લીધું રે—હૈયા૦
પેટને અર્થે પાપ કરતા પાછું ફરી ન જોયું રે,
ચાર દીવશના જીવતર સારૂં મન માયામાં મોહ્યું રે—હૈયા૦
જન્મ મરણ દુઃખ ગર્ભવાસનું, તેનવ શકયો ટાળી,
માત પિતા જુવતી સુતસંગે વિસાર્યાં વનમાળીરે—હૈયા૦
આળસને અજ્ઞાન અતિસે કામ બગાડયું તારૂં,
દેવાનંદ કહે દેખ વિચારી માન કર્યું તું મારૂં રે—હૈયા૦

૧૯

રાગ—એજ.

દુનિયામાં ડાહ્યો ડાપણમાં દુઃખ પામ્યો,
ભવતારણ ભગવાન વિસારી, ચડીયો ઠાલે ભામેરે—દુ૦
મનુષ્ય દેહ મળયો અતિ મોટો, ખોટો જાણી ખોયો,
ચારે ચૌટે જુઠું બોલ્યો, નાહક નિરવલો૦યોરે—દુ૦
હરિજન સંગે હેતન કીધું, પીધું વિખનો પાણી,
સુખ સંસારી પામ્યા સારૂં, મુવા લગી ઘર તાણીરે—દુ૦
હરખ શોકની નદીઓ મોટી, તેમાં જાએ તણાણો,
દેવા નંદ કહે હરી ભજ્યો નહી, ઘણે દુઃખે ઘેરાણોરે—દુ૦

## ૨૦

### રાગ—એજ.

અજ્ઞાની તારા અંતરમા દેખ વિચારી,
અંતસમે કોઇ કામ ન આવે, સગાં કુંટુબ સુત નારીરે—અ૦
જોબન ધનનો જોર જણાવે, ફાટી આંખે ફરતો,
કાળ કરાળ શિરવેરી, દીલમાં કેમ નથી ડરતોરે—અજ્ઞાની૦
માલ ખજીના મીંદર મેલી, મુવા ભુપ મદમાતા,
શ્વાન સુકરના દેહ ધરીને, ઘરઘર ગોંથા ખાતારે—અજ્ઞાની૦
આજ અમુલખ અવસર આવ્યો, હરી ભજવાનું ટાણું,
દેવાનંદ કહે દેહ મનુષ્યનો, ન મળે ખરચે નાણું—અજ્ઞાની૦

## ૨૧

### રાગ—એજ.

પામર તેં પ્રાણી વિસાર્યાં વનમાળી,
મિંથ્યા સુખ માયામાં મોહયો, મૃગ તૃષ્ણા જળભાળીરે—પામ૦
આઠ પહોર અંતરમાં બળીયો, ઘણાં ધણાને ધાયો,
રળી ખળી ધન ભેગું કીધું, ના ખરચ્યો ના ખાયોરે—પામ૦
નારી આગળ નિર્લજ્જ થઇને, બીતો બીતો બોલે,
હડકલાવે હસી બોલાવે, કરે તૃણને તોલેરે—પામ૦
સાસુ સસરા સગા સંબધી, તેની સેવા કીધી,
દેવાનંદ કહે સાધુજનની, તેં સેવા તજી દીધીરે—પામ૦

## ૨૨

રાગ—કલ્યાણ.

ગનપતિ દેવા ગરીબ નિવાજરે—ગન ટેક.
ચંદન ચરચીને પુષ્પ ચડાવું, સિંદરની ચડે સેવારે—ગ૦
થાલ ભરી મોદક ધરૂં આગે, મન ગમતાં માંહે મેવારે—ગ૦
શરણાગતને શરણે રાખો, વર દેવાનું છે હેવારે—ગ૦
નિરભે રામના સ્વામીને સમરો ભક્તી માગું છું ગનદેવારે—ગ૦

## ૨૩

રાગ—એજ.

સુરતપર વારી જાઉ, નાગર નંદા.—ટેક.
સબ સખીયનમેં રાધા બડી હૈં, તીર્થમેં બડી ગંગા—સુરત.
સબ દેવનમે શંભુ બડા હૈં, તારેમેં બડે ચંદા—સુ.
સબ ભક્તમેં ભરત બડા હૈં, જોધનમેં હનુમતા—સુ.
બંદ્રા બનમેં રાશ રચ્યો હૈં, નૃત્ય કરત ગોવિંદા—સુ.
આપ તો જાય ધોવરકા છાઇ, હમકો બતાવ્યો ઘર ધંધા—સુ.
વિખ પ્યાલે કાલીનાગનાથ્યો, ફૂણપર નૃત્ય કરતા—સુ.
ચંદ્ર સખી ભજ બાલ કૃષ્ણ છબી, તુમ ઠાકોર હમબંદા—સુ.

૨૪

રાગ—એજ.

મુગટપર વારી વારી નાગર નંદારે—મુ. ટેક.
સબ દેવનમેં શિવજી બડા હૈ, તારનમેં બડા ચંદારે—મુ.
સબ રાનીન મૈં કૌશલાજી બડી હૈ, તીરથમેં બડી ગંગારે—મુ.
સબ ભગતમેં ભરત બડા હૈ, જોધન મૈં હનુમંતારે—મુ.
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, મીટ જાએ ચોરાશીકી ચિંતારે—મુ.

૨૫

રાગ—એજ

ચરણરજ મહિમામેં જાનીરે, ચરણરજ....ટેક.
જીન ચરણસે ભકત વિભીષણ, ભઇરે લંકાકી રાજધાનીરે.
જીન ચરનસેં અલેઆ ઓધારી, શબ જાનત ગૌતમ રાનીરે.
જીન ચરનનસે મિત્ર સુદામા, દીની સંપતિ પ્રભુ મન માનીરે.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગુન, ચરણ કમલમેં ચીન સાનીરે.

૨૬

રાગ—એજ

તુંને મેરા મનહરી લીનો, રાજા રણ છોડ;
રંગીલા રણછોડ, છોગાલા રણછોડ, છબીલા રણછોડ,
મેરા મન હરી લીનો—ટેક.

ત્રીકમ માધવ શ્રીપુરૂષોતમ, કુંવર કલ્યાણજીકી જોડ;—તેને મેરા.
શંખ ચક્ર ગદા પદ્મ બીરાજે, મુખ મોરલી ધનઘોર;—તેને મેરા.
મોર મુગટ શિર છત્ર બીરાજે, કુંડલકી છલઓર—તેને મેરા.
આસપાસ રતનાગર ગાજત, ગોમતી કરત હેં કલોલ—તેને મેરા.
ધજા પતાકા બહુ ફરકે, ઝાલર કરત ઝકઝોત,—મેરા મન.
શબલ જાગત નેકોમો હરી પ્રગટે, નામધરેઓ રણછોડ—મેરા મન.
કૃષ્ણ જીવન તુલશીદાસરે પ્રભુ પ્યારે, જય જય જુગલ કીશોર-મેરા.

૨૭

રાગ—આસા.

નાથ કેસે ગજકો બંધ છોડાયો, મોકું એહી અચરજ તેરા આયો.
ગજ ઓર ગ્રાહ લડે જલ ભિતર, લડત લડત ગજ હાર્યો,
તિલભર સુંઢ રહી જલ ઉપર, તબ હરિનામ પુકાર્યો—નાથ૦
છાંડ પાવડી પયાદા ધોડે, ગરૂડકું વેગે બુલાયો;
જલ ડુબત ગજરાજ ઓ ધાર્યો, વૈકુંઠ ધામ પોંચાયો—નાથ૦
જલત અગનમેં પ્રહલાદ ઓધાર્યો, અંગ તાપ નહિ આયો,
થંભ ફોડ હિરણ કશ્યપુ માર્યો, નરસિંગ રૂપ ધરાયો—નાથ૦
ભિલડીકે બોર સુદામાકે તાંદુલ, રૂચી રૂચી ભોગ લગાયો;
દુર્યોધનકા મેવા ત્યાગે, શાક વિદુર ઘર પાયો—નાથ૦

કૌરવ પાંડવ યુદ્ધ રચ્યો હૈ, કૌરોંકો માર હટાયો;
ભરી સભામેં લજ્જ રાખી, દ્રુપતિકો ચીર પુરાયો—નાથ૦
ધન્ય અયોધ્યા ધન્ય હૈ જનકપુર, ધન જનની જીન જાયો;
ધન ધન ભાગ રાજારે જનકકો, દસરથ સમૃધિ પાયો—નાથ૦
સાત સખી મલી મંગલ ગાવે, રેશમ ગાંઠ ગુંથાયો;
છુટત નાહિં સિયાજીકો કંકણ, કૌશબીધ ધનુષ ઉઠાયો—નાથ૦
ધનુષ તોડી સિયાજીકો પરણે, અયોધ્યાકો રાયો;
તુલશીદાસ આસા રઘુવરકી, ચરન કમલ પટાયો—નાથ૦

## ૨૮

### રાગ—એજ.

નાથ તુમ જાનતહો સબ ઘટકી, મીરાં ભક્તિ કરેરે પ્રગટકી—ટેક.
ધ્યાન ધરી મીરાં મનમાં સંભારે, પુજા કરે અટપટકી;
શાલિગ્રામકું ચંદન ચડાવત, ભાલ તિલક બિંદુ અટકી—ના૦
રામ મિંદરમેં મિરાં નાચે, તાલ પડે તેસે ચટકી;
પાઉમે નેપુર રમઝમ વાગે, લાજ સંભારે ઘુંઘટકી—ના૦
ઝેરનાં કટોરા રાણેજીએ ભેજ્યા, સાધુ સંગત મીરાં અટકી,
તે ચરણામૃત મીરાંએ પીધું, હોગઇ અમૃતકી વટકી—ના૦
સુરત દોરપર મીરાં નાચે, શિરપેંગડા ઉપર મટકી;
મીરાં કેહે પ્રભુ ગીરધરના ગુણ, સુરતી લગી જેસેનટકી—ના૦

૨૯

રાગ—એજ

નાથ તુમે નિર્ધનીઆનું છો નાણું, એવી અખુટ હીરાની છો ખાણું;
કુંવરબાઇની જે દીઆવી અધરણી, નરસી પાસે નોતું નાણું,
મામેરૂં લઇ પ્રભુજી પધાર્યા, ત્રીકમજીએ સાચવ્યું ટાણું;—ના૦
માનવીનો જ્યારે મેલો ભરણું, કબીરનું નથીરે ઠેકાણું;
પોઠીઆ લઇને પ્રભુજી પધાર્યા, જગતમાં હેરે કહેવાણું—ના૦
મુક્તાફલ બહુ મોઘા મળેછે, સસ્તુ મિલેછે દાણું;
મીરાં માથે માવે મેરજ કીધી, જેરજ જેરૂં ખવાણું—ના૦
ગટ ગટમાંહે ગોવિંદ બિરાજે, ઠાલુ નથીરે ઠેકાણું;
હરિ વચને કેશે રાલાખો, આખી ઉમરમાં જણાણું—ના૦

૩૦

રાગ—એજ

નાથ તમે તુલસીને પત્ર તોરાણા, એવા જસ ગોવિંદનાં ગવાણા;
બોઢાણે બહુ નામીને શેવ્યા, બોલમાએરે બંધાણા;
કૃપા કરીને પ્રભુજી પધાર્યા, ડાકોરજીએ દરશાણા—ના૦
ગુગળીઆ વાસે ગોતવાને ચાલ્યા, અંધ બીચ જાઇ અટકાણાં;
ગાડલે ચડી પ્રભુ આપ પધાર્યા, શાન કરીને છિપાણા—ના૦

હેમ બરોબર મુલ કરીને, વાલ સવામાં તોરાણા;
બ્રાહ્મણીઆને ભુથાપણ આવ્યું, સંતને વચને વેંચાણા–ના૦
મધ ગુજરાતમાં છેરે દ્વારિકાં, વેદ પુરાણે વંચાણાં;
સતગુરૂ વચને ગાએ રાલાખો, કલિયુગમાં એ કેવાણાં–ના૦

૩૧

રાગ—એજ

ઓધવજી પ્રાલબ્ધકી ગત ન્યારી, તમે જુવોને વાત વિચારી,
દાવરનીર ભર્યો હે સરોવર, સમુંદર હોગયો ખારી–ટેક.
સુંદર લોચન મૃગકું દીઓ હૈં, બનબન ફિરત દુખારી;
મુરખરાજા રાજ કરત હૈ, પંડિત ભયોરે ભિખારી–ઓ૦
વેશ્યાકું પાટ પીતાંબર દીનો, સતીકું ન મીલે સાડી;
સુંદર નાર વાંઝણ કર ડારી, ભુંડણ જણ જણ હારી–ઓ૦
સુમકું ધન બહોત દીઓ હૈ, દાતાકું ન મીલે જુવારી;
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમલ બલેહારી–ઓ૦

૭૨

રાગ—રેખતા

તેરા અવસર ફેર કદી નાવે, સુતે તુજે નિંદકીઉ આવે;
તેરે શીર જમશા વેરી, ભજન બિન કોન ગત તેરી–ટેક.

અડેબડે રાવણુસે રાજા, જનુકે આગે નોબતાં બાજા;
જીતા સરવે લોકદે ડંકા, સોઇ ખાલી કરગએ લંકા—૧
પુષ્પકી સેજપર સોતા, સુલાબી દૃષ્ટસેં જોતા;
કંચન જેસી દેહકી કાંતી, સો જલગએ અગનસો છાતી—૨
કેતે ભએ ચક્રવતી ભુપા, સોમિલ ગએ ખાકમે રૂપા;
અંતે હૈ જંગલકા વાસા, જુઠી આ જગતકી આસા—૩
અષ્ટાંગી યોગકો સાધે, તાહિતે આયુબલ વાધે;
અમર કીઆ આપકા અંગા, સોઇ કાલે કરદીઆ ભંગા. ૪
અમૃતકે પાનકો કરતા, વેમાને બેઠકે ફીરતા;
ઇંદ્રકો કાલ બેખાયા, તાહીતેં જુઠી હૈં કાયા--પ
જેસા હૈં પાનીપર ફોટા, ઐસા દેહકા ખોટા;
નાહીતે વિલંબ નવ કીજે, સાધુ સંગ રામ રસ પીજે--૬
ઔરે તો રામસે મીલનાં, જીહાં નહિં કાલકી કલના;
ઐસિમેં નિશ્ચકર જાની, મિલે દેવાઆએ ગુરૂ ગ્યાંની.--૭

૩૩

કીરતન

જીન મુખસે સીઆ રામ ન સરેઆ,
તીન મુખમેંતો ધુળ પડીરે-ટેક.
ધીક તેરો જનમ, જીવન તેરો ધીક હૈં,
ધીક ધીક મનુષકી દેહ ધરીરે;

જીવત તાત મુવા નહીં તેરા,
કીયું જનમેઓ તું ગેમાર ભરીરે;
રામ નામ બીન રસના કેસી,
કરો ઉનકા ટુકડા ટુકડીરે—જીન૦
જીન નેન પ્રભુ ન નીરખેઓ,
સોનેન નમે લુણ ભરીરે;
રતન પદારથ જન્મ માનખો,
આવત નહી સો ફેર ફરીરે;
અબ તેરો દાવ બન્યો હે મુરખ,
કરના હોયસો લેને કરીરે—જીન૦
હાથ પસાર કીયો નહી સુકરત,
દેવ દુવારે ડગલા ભરીરે,
ખીમ કહે તું ભુલો આવેઓ,
ખાલી તેખી ખેપ પડીરે—જીન૦

૬૪

## પ્રભુની પ્રસંશા.

ભુજંગી—છંદ.

તમે સર્વ સંસાર વિસ્તાર કીધો, તમે સરવને સુખનો સાધ દીધો.
તમે વિશ્વ વિશ્રામના ઠામ જેવાં, દયાલુ તમોને નમું દેવદેવા.

તમે પૃથ્વી સાથે, સર્જ્યા સર્વ પ્રાણી, તમે વેદવિદ્યા વિશેષે વખાણી;
તમે માણસોને દીધા મીષ્ટમેવા, દયાલું તમોને નમું દેવદેવા.
તમારા ગુણો શેષ મહેશ ગાવે, તમારા પુરા પાડનો પાર ન આવે.
તમોછો ત્રિલોકી તણાં તાત જેવા, દયાલુ તમોને નમું દેવદેવા.
ભજે શેષને સારદા ચંદ્રઇંદ્ર, ભજે આપને મોટા મુનિંદ્ર.
સદાશિવ જેવા સજે નિત્ય સેવા, દયાલું તમોને નમું દેવદેવા.

૩૫

પદ

દુસરો કોન સુખદાઇ, શામ બીના દુસરો કોન સુખદાઇ (૨)
બીરજતા ધ્રુવકી ઉરલાઈ, અવિચલ પદ દિયો આઇરે.
સુંડે જબહીં પકડયો ગજકું, છિનમેં લિયો છોડાઇરે—દુ૦
પ્રલાદકી અતી પીડા પીછાની, પ્રગટ ભયે થંભમાંહીંરે,
હિરણ્ કશપુ મારયો હરીએ, નરસીંહરૂપ બનાઇરે,
પાંડવકુ લાખા ગૃહમેંસેં જાકે લીયો બચાઇ;
પાંચાળીકે ચીર પુરનકુ ધીર તજી આયે ધાઇરે,
જહાં જહાં ભીડ પડત ભકતનકુ, તહાં તહાં હોત સહાઇરે;
દયાનંદકો નાથ દયાલુ, ભજે ભાવ ઉરલાઇરે.

૩૬

પદ

મારો હંસલો નાનોને દેવલ જુનું તો થયું,
જુનુ તો થયુંરે પાંજર પડયું તો રહયું રે—મારો૦

કુડી કુડી કાયા રામ, જુઠી જુઠી માયારે ( ૨ )
કુડા તે દિલાસા અમને દઇતો ગયોરે—મારો૦
આરે કાયાની સાથે પ્રીતુ બંધાણી રામા ( ૨ )
પડી ગયાં દાંતરે ખોખું પડયું તો રહયું રે—મારો૦
કાયાનો ગઢ હંશા ડોલવાને લાગોરે ( ૨ )
ઉડી ગયો હંશ પાંજર પડયું તો રહયું રે—મારો૦
બાઇ મીરાં ગાયે પ્રભુ ગીરધરના ગુણ વાલા ( ૨ )
છેલી બાકીના રામો રામ—મારો૦

૩૭

રાગ—ઠુમરી.

રામ રતન ધન પાયો, મૈયા મેંતો રામ રતન ધન પાયો—ટેક૦
સતસંગત સતગુરૂ પ્રતાબસેં, ભાગ બડોબની આયો—મૈયા૦
ખરચૈ ન ખુટે વાંકુ ચોર ન લુંટે, દિન દિન હોત સવા સવાયો—મૈ.
નીરનબોડે વાંકું અગ્ની ન જાલે, ધરણી ધર્યો ન સમાયો—મૈ૦
નામકો નાવ ભજનકી બતીયા, ભવસાગરસેં તાર્યો—મૈ૦
મીરાંબાઇ પ્રભુ ગીરધર શરને, ચરણ કમલ ચિત્ત લાયો.

૩૮

રાગ—ગોડી

ગર્વ કીયો સોઇ નર હાર્યો,
સીયા રામજીસેં ગર્વ કીયો સોઇ નર હાર્યો—ટેક.

ગર્વ કીયો રત્નાગર સાગર, નિરખારો કરી ડાર્યો—સીયા૦
ગર્વ કીયો ચકવાને ચકવી, રૈનવિ છોડો કરી ડાર્યો—સી૦
ગર્વ કીયો મેરૂ પરવત, ટુંક ટુંક કરી ડાર્યો—સી૦
ગર્વ કીયો અંજનીકે પુતર, પાઉં ખોડો કરી ડાર્યો—સી૦
ગર્વ કીયો હિરણ્ા કંસ રાક્ષસ, નખ વધારી કરી માર્યો—સી૦
ગર્વ કીયો આવલકે ફુલડે, જાઇ ચમાર કુંડ ડાર્યો—સી૦
ગર્વ કીયો લંકાપતિ રાવન, રાજ્ય ખેદાન કરી ડાર્યો—સી૦
કહત કબીરા સુનો ભાઇ સાધુ, શરણે આયો વાંકું તાર્યો—સી૦

૩૯

રાગ—ગોડી.

જસોદા મૈયા કાહુન મંગલ ગાવે, જસોદા મૈયા કાહુન મંગલ ગાવે;
પુરણબ્રહ્મ સકલ અવિનાસી, સો તેરી ધેનુ ચરાવે—જસોદા.—ટેક.
કોટિ કોટિ બ્રહ્માંડકે ભરતા, જપ તપ ધ્યાન ન આવે;
ન જાનોં યહ કૌન પુન્ય હૈં, જસુમતિ ગોદ ખેલાવે—જ૦
શિવ સનકાદિક આદિ બ્રહ્માદિક, નિગમનેતિ જસગાવે;
શેષ સહસ્ર મુખ રટત નિરંતર, સોજાકો પાર ન પાવે—જ૦
સુંદર બદન કમલદલ લોચન, ગોધુંક સંગ આવે;
માત જસોદા કરત આરતિ, કબીરા દરશન પાવે—જ૦

૪૦

ધનાશ્રી.

સૌનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ, સૌનું કરો કલ્યાણ—ટેક.
નરનારી પશુ પક્ષીની સાથે, જીવ જંતું તમામ—દયાળુ૦
જગનાવાસીઓ સૌ સુખ ભોગવે, આનંદે રહી આઠો જામ—દ૦
દુનિયામાં દરદ દુકાળ પડે નહી, લડે નહી કોઇ ગામ—દ૦
સર્વે જગે સુખકારી વધેને, વળી વધે ધનધાન—દ૦
કોઇ કોઇનું બુરૂ નવ ઇચ્છે, સૌનું ઇચ્છે સૌ સમાન—દ૦
પોત પોતાના ધર્મ પ્રમાણે, સર્વ ભજે ભગવાન—દ૦

૪૧

રાગ—ઠુમરી.

જુઠી જુઠી જગતની આશરે, નરનાસ પલકમાં પાવે—જુઠી ટેક
માનત મેરી નહી કોઈ તેરી, કાલ કઠીનશીર ત્રાસરે—નર૦
કાલા ચવીના મુખમેં લીના, વાંકા નહિ વીસવાસરે—નર૦
સુતવિત્ત દારા જગ વ્યવહારા, સરવે સુપન વિલાસરે—નર૦
દેવાનંદ દેખી ભવભય લેખી, ઇનસેં ભયે ઉદાસરે—નર૦

૪૨

રાગ—એજ.

ગાયે ગાયેન ગીરધરલાલરે, નર પલ ગયે વીસગઇ.
અતીમદ માતા દેશમેં દાતા, હોગયે હાલ બેહાલરે—નર૦
કુકર્મ કરતા ઢીલ નહીં ડરતા, ધરે રહે ધન માલરે—નર૦

પ્રભુ પદ પ્રીતી કબહુન કીતી, હું બુધી ચલતહુ ચાલરે—નર૦
દેવાનંદ પ્યારે હરી ઉરધારે, તજી દીનો જગ જંબાલરે—નર૦

૪૩

રાગ—એજ.

મેરી મેરી કરત મતીમંદરે, વ્રજ ચંદ દીયે વીસરાઇ—મેરી ટેક.
નરતનપાયો કછુના કમાયો, ફેર ધરેયો ભવ ફંદરે—વ્રજ૦
જીવ અભાગી વિષય અનુરાગી, સમર્યો નહિ સુખ કંદરે—વ્રજ૦
ત્રીવિધી તનમેં જરતહેં મનમેં ગાફર ગબરૂ ગંદરે—વ્રજ૦
દેવાનંદ ભારી કહત બીચારી, જાહી જપત સુરવંદરે—વ્રજ૦

૪૪

રાગ—એજ

આયો આયો મનુષ્ય અવતારરે, નર ચાર દીવસમ જમાના—આયોરે.
કુંટબ કબીલા સ્વારથ મીલા, વાંકુ ચલત નહી વારરે—નર૦
જમકે દુતા મારતા જુતા, પાપી કરત પુકારરે—નર૦
ભવ દુઃખ ભારી દેખ બીચારી, મરને ધરત અવતારરે—નર૦
દેવાનંદ ભારી ચરને મોરારી, સેજ તરે સંસારરે—નર૦

૪૫

કીરતન

તું ચામડેકી પુતડી ભજન કરીલે, ( ૨ )
ચામડેકી પુતડીને ચાવે નાગરપાન;
અચ્છા અચ્છા લુગડા પેરે, છોડ ચલે અભીમાન,
ભજન કરીલે, તું ચામડેકી પુતડી—ભજન૦

ચામડેકા હાથી ઘોડા, ચામડેકા ઉંટ,
ચામડેકી સારી દુનીયાં, દેખો ચારે ખુંટ—ભજન કરીલે૦
ચામડેકા પશુપક્ષી ચામડેકા નાગ,
ચામડેકી સારી દુન્યા, ચામડેકા વાઘ—ભજન૦
ચામડેકા વાછેડાને, ચામડાકી ગાય,
ચામડેમેંસે દુધ નીકસે, ચામડેમેં સમાય—ભ૦
ચામડેકા બાદશાહને ચામડેકા મીર,
ચામડેકી સારી દુનિયા, કહે ગયે કબીર—ભજન કરીલે૦

૪૬

રાગ—ભરથરીનુ

જનની જીવો ગોપિચંદની, પુત્રને દિધો વૈરાગજી;
ઉપદેશ આપ્યો એણીપેરે, દિધી સંસારને આગજી—ટેક.
ધન ધન માતા ધ્રુવતણી, બોલ્યા કઠણ વચનજી;
રાજતણા સુખપર હરિ, વેગે ચાલ્યા વનજી—જ૦
ભલો ત્યાગછે ભરથરી તણું, તજી સોલસેં નારજી,
મંદિર માયાને મેલી કરી, આસન કીધું છે બારજી—જ૦
ઉઠી ન શકે પણ ઉઠેઆ, જ્યારે બોલાવ્યું બાજંદજી,
જોગીને જોઇ ત્રાશ ઉપનું તજવા જોગછે ફૂંદજી—જ૦
વૈરાગપર જાહું વારણે, બીજા ગયાં છે અનેકજી;
ભલા ભુંડા અવનિ ઉપરે, ગણતાં નાવે છેકજી—જ૦

ક્રિઆ ગઇઉ કુલ રાવણ તણું, સાગર સુત સાઠ હજારજી;
નાણું નરઇઉ રાજાનંદનું, સરવે સ્વરૂપ નવે વારજી—જં૦
છત્રપતિ તો ચાલિગઆં, રાજ્ય મુકિ રાજનંજી;
દેવ દાનવ મુનિ માનવિ, આછે સરિખા સ્વપનજી—જં૦
શમજી મુકો તો સારૂં ઘણું, જરૂર મુકાવસે જમજી;
નિષ્કુલાનંદ કહે આ નહિં મટે, સાચું કહું ખાઇ સમજી—જં૦

૪૭

રાગ—એજ

જંગલ વસાવે આ જોગીએ, તજી તનડાની આશજી;
વાત ગમે નહિ આ વિશ્વની, આઠે પહોર ઉદાસજી—ટેક.
સેજ પલંગપર પોઢતાં, મેડી મોલાતું માં એજી;
તેને નથી સુવા સાથરો, બેઠાં તરૂ તળે છાએજી;—જં૦
શાલ દોશાલાં ઓઢતાં, જીણા જામા જરીધારજી;
તેણુરે ઓઢી કંથા ગોધડી, જેમ હલે છડીધારજી;—જં૦
ભાવતાં તે ભોજન જીમતાં, વિવિધ વિધનાં અન્નજી;
તેરે માંગવા લાગા ટુકડા, ભિખે આ ભુવન ભુવનજી—જં૦
હાંજી કહિ હજારો ઉઠતાં, ચાલતો લશ્કર લાવજી;
તે નર ચાલેઆં એકલાં, પેરવાપેજાર નહિં પાવજી—જં૦
રહો તો રાજા હું રસોઇ કરૂં, જીમતા જાઓ જોગીરાજજી;
ખીર બનાવું ખણું એકમાં, સ્વામી ભિખેઆને કાજજી—જં૦

અન્ન માટે જે ઉભા રહે, કરે એકની આશજી;
નઇ તે જોગી ભોગી જાણવો, અંતે થાયેછે વિનાશજી—જં૦
સંસારના સુખ પરહરે, જે જન જાણશે જોગજી;
ધનરેદારા માંતે નહિ પૂશે, રોગ સમાન છે ભોગજી;—જં૦
ધન ધન છે આ વૈરાગને, તજી તનડાની આશજી;
કુટુંબ તજીને ન્યારારયાં, તેનું કુલ અવિનાશજી—જં૦

૪૮

બારમાસી

સખી આવે આ કારતક માસકે, કંથ સધાવેઓ;
જેણે માસે અચુંક ટાઢ, શિઆલોરે આવે આ—ટેક.
સખી નાશી ગયા નિરધાર, પિયુરે મુનેપર હરિ;
આવી જમરા વેરણરાત, જોઇને ઝાંખીપરી. ૧
સખી માગસરે મધની જાએરે, બાલાપણ દોહેલો,
જેના હરિરે ચાલ્યા પરદેશ, તેને કેમ સોહેલો;
સખી સુની દીસે સુંદર સેજ, સુના દીશે ઓરડા,
જેના પીયુરે ચાલ્યા પરદેશ, દહાડા જાએ દોહેલા. ૨
સખી પોસ માસે પરભોમ, પોતાની સાંભરે,
સીતા એકલડાં વનમાંહે, રહીનેરે શું કરે;
સખી કોએ ન આવે કોએ ન જાએરે, સંદેસોરે રામનો,
એવો કાગલ ન આવે કોએ, હરિનારે નામનો. ૩

સખી આવે આ માઘજમાસ, સાજન મુને સાંભરે,
મુને અતિરે હેમાજલવહે, દેહડી મારી થરથરે,
સખી પોતાના દીલડાની વાત, કોનેરે આગળ બોલીએ,
એવી જીંન્હારૂં નવખંડ, બીજાસું ન બોલીએ. ૪
સખી આવેઓ ફાગણ માસ, હોળીરે આવી ઢુકળી,
જેના હરિરે ચાલ્યા પરદેશ, ન ભાવેરે સુખડી,
સખી ફાગણ ફુલે આ ફુલ, દીસે રળીઆમણાં,
જેના પિયુરે ચાલ્યા પરદેશ, ફુલરે શેઆ કામનાં. ૫
સખી આવે આં પીઅરપાન, નગણો નાવલ નાવેઓ,
જેને વહી ગયા પાંચે માશ, છઠો ચૈતર આવેઓ;
સખી ચૈતર ચિતમાંહે, સુકાવીને સડ થયાં,
એવો નાવેઓ કારાયલ કંથ, સીતાવર રીસાઇ ગયાં. ૬
સખી વૈશાખે વનમાંહે, હિંડોલેરે જુલતાં,
એવી પાકી આંબાની સાખ, સુવડા માંહે લોલતાં;
સખી ઉંનાળે લુંવવાએરે, અગન બહુ ઝાટકે,
જેના પિયુરે ચાલ્યા પરદેશ, હૈડામાંએ ખાટકે. ૭
સખી આવે આ જેઠજમાસ, સરોવરે ઝીલતાં,
જેના પિયુરે ચાલ્યા પરદેશ, કાજલ કેમ સારીએ. ૮
સખી આવેઓ આશાડ માસ, બપૈઆરે પિયુ કરે,
એવા ઝરમર વરસે મેઘ, આભે થૈને ઉતરે;

સખી એક અંધારીરે રાત, ચમુકેરે દામની,
જેના પિયુરે ચાલ્યા પરદેશ, સેજરે સેઆ કામની. ૯
સખી આવે ઓ શ્રાવણુ માસકે, વરસિને સું કરે,
સીત ભીજે નવરંગ ચીર, આંખોથી આંસુ જરે;
સખી પરમારથની પ્રીત, પરેતો લઇ પારીએં,
એવો નગુણા સાથે નેહ, ટડેતો લઇ હાળીએ. ૧૦
સખી ભાદરવે ભગવાન વિનેઆ, કેમ ચાલીએ,
એવા પાકા આગલનાં બીજ, નવા કેમ ભાલીએ;
સખી દુખળાનાં દહાડા દશવીશ, આઘેરારે ઠેલીએં,
એવા લાંઘણ પડશે લાખ, માન કેમ મેલીએં. ૧૧
સખી આવે ઓ આશુજમાસ, પથર રામે તારેઆ,
સાથે લીધી વાનરની સેન, લંકામાં આવે આ;
સખી મારેઓ રાવણરાયે, સીતા ઘરે આવે આ,
એવા વરતે આ જે જે કાર, અયોધ્યા પધારે આ;
રાખી ભરત શત્રુધનભાઈ, મળ્યા આવી માતને,
એવો રામે ઓ હરિનો દાસ, સંભળાવેછે સાથને. ૧૨

૪૯

કાચબા કાચબીનું ભજન રાગ–ચેલૈઆનુ.

કર કરમા કાચબી કુડીરે, રામૈયાની રીતછે રૂડી–ટેક.
કાચબો કાચબી જલમાં રહેતાં, હતાં હરિનાદાસ,
દર્શન કારણે બારે નિસર્યા, રાખીને વિસવાસ;
આવતા નજરે ભાળ્યારે, રાજી થઈ સન્મુખ ચાલ્યા. ૧

પોતપોતામાં પ્રીત કરીને લેતા હરિનું નામ,
પારધિએ આવી પાખંડ માંડિઓ, પાપીએ નાંખી જાળ;
જનાવર જીવતાં જાલ્યાંરે, જઇને આંધણમાં ઘાલ્યાં. ૨
સાએરી આના સુખડાં મેલી, ચાલ્યાં નહે રામાંએ,
શ્યામા સંગાતે શ્યામને જાલી, નાખ્યા ભાથામાંએ;
કાંધ ઉપર કાવડ લીધીરે, કષ્ટ બે જીવને દીધી. ૩
કાંધ ફેરીને કાંચ બે જોયું, જીવતો દીઠો જંગ,
બે ઉજણને ખાડામાં નાંખી, કચરાણાછે અંગ;
હે ઠેથી થાએ ઉબારૂંરે, નથી ઉગર્યાનો આરો. ૪
સાંએરીઆમાં સુખીજ હતાને, કરતા આનંદ આપ,
ઠેલી ઠેલીને ઠાનમાં નાખ્યા, તરત દીધીછે તાપ;
આપે બે બલવા લાગાંરે, સાએર મેલી સીદને ભાગા. ૫
કાચબો કહેછે કાચબી રેતું રાખને ધારણ ધિર,
આપણને ઉગારશે વાલો, જુગતે જદુવિર;
ચિંતા મેલી ચરણે આવોરે, મરવા નહીં દીએ માવો. ૬
વારતી તીસેયા વારતેરે મારૂં, કંઈ ન માન્યું કેણ,
કાલ આવ્યો કોણ રાખશે તમને, નિચાઢાલો નેણ;
પ્રભુ તારો ક્યાં છે પ્રાણીરે, માથે આવી મોટા નિશાણી ૭
અબલાને હલબાર ન આવે, કોટિ કરોને ઉપાયે,
કયું ન માને કોઇનું એ તો ગાયું પોતાનું ગાયે;
એવી વિસવાસ વોણીરે, પ્રથમ તો મતની પોણિ ૮

કાંચબી કહે છે કિયાં છે તારો, રાખણ હારો રામ,
ભાવી નીકેના હાથમાં તમે, એશું બોલોછો શ્યામ;
મરવા ટાંણે મત મુઝાણીરે, તુટવા પછી ઝાલવું તાણી, ૯
બળતી હોય તો બેસને મારી, પીઠપર રાખું પ્રાણ,
નિંદા કરોછો મારા નાથની પ્યારી, મુને લાગેછે બાણ;
વાલો મારો આવશે વારૂરે, આમાંથી ઉગારવા સારૂં. ૧૦
કાચબી કહેછે કોણ ઉગારે, જાતો રહયો જગદીશ,
ચારે દિશાએ સળગવા લાગ્યું, ઓ રાણાં વચ્ચો વચ;
જેનો વિશવાસ છે તુનેરે, તેનો ઇતબાર ન મુને. ૧૧
ત્રિકમજી ત્રૈલોકમાંરે, મારે તમારો ઇતબાર,
અટક પડી હરિ આવજો વેલા, મારા આતમાના આધાર;
છોગાળા વાતછે છેલીરે, થાજો બળતાના બેલી. ૧૨
કાચબી કહે કિરતાર ન આવ્યો, ને આપણો આવ્યો અંત,
પ્રાણ ગયા પછે પોચશે તમે, તે સું ન બાંધો તંત;
આમાંથી જો ઉગરીએરે, બારે કેદી પગ ન ભરીએ. ૧૩
વિઠ્ઠલજી મારી વિનતી સુણી, સામળા લેજો સાર,
લઘલો પાસે લોકમાં વાંસે, બીજી કેનીવાર;
હરિ મારી હાંસી થાસેરે, પ્રભુજી પ્રતીત જાશે. ૧૪
કેશવજીને કરૂણા આવી, મોકલ્યા મેઘ મલાર,
આંધણ માહેંથી ઉગારીઆ આવી, કાચબાને કિરતાર,
ભોજલ ભરૂસો આવશે જેનેરે, ત્રીકમજી તારસે તેને. ૧૫

૫૦

રાગ—બીહાગ.

ભજન વિના કાહેકું દેહ ધરી—ટેક.
ગર્ભવાસમેં તેં કોલજ દીનોં, બાહેર ભૂલ્યો હરિ—ભ૦ ૧
પ્રસુતિ પવનતેં બાહેર નિકસ્યો, પિછે બુદ્ધિ ફિરી—ભ૦ ૨
સુરદાસ ભગવંત ભજનવિના, જનુની બહુ ભાર મરી—ભ૦ ૩

૫૧

રાગ—એજ

સાચો કલિયુગ આયો, અબતો સાચે કલિયુગ આયો,
પુત્ર પિતાકો કયો ન માને, કરે અપનો મન ભાયો—ટેક.
નારી પતિકો ધર્મ ન પાલે, નિરખત પુરૂષ પરાયો,
સંન્યાસી ધન ખેંચન ન લાગે, હરિ સુમરન બિસરાયો—અ૦
નૃપ કપટિ રૈયત દુઃખ પાવે, બ્રાહ્મણોત ભટકાયો,
વસુધા વરષા અલ્પ હોત હૈ, સબ જગ પાપસેં છાયો—અ૦
દેખો વૃંદ્રાબન મથુરા નગરી, કાલિંદ્રી નિર સુકાયો,
સુરદાસ પ્રભુ તે હારે ભજનબિન, મોકું કૈસે જીવાયો—અ૦

૫૨

રાગ—એજ.

જે કોઇ પ્રેમી અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે—ટેક.
સિંહણ કેરૂં દુધ તેજ વરી, સિંહના સુતને જરે,
વિનાકંચન સઉ ધાતુ પાતરમાં, ફોડીને નીસરે—પ્રે૦

સકળ જીવનું જીવન સાકર, ખરના પ્રાણજ હરે,
ખારા સમુદ્રની માછલડી તે, મીઠા જલમાં મરે—પ્રે૦
સોમવલી કોઇ પાન કરે નઇ, તે શુદ્ધ બ્રાહ્મણ કરે,
વગર વંશને વમન કરાવે, તે વેદવાણી ઓચરે—પ્રે૦
પ્રેમ ભક્તિ વિનેઆ પુરૂષોત્તમ, તે પુઠે નવફરે,
દયારામ કહે તે પ્રીતમને, શ્રીગોવર્ધન ધરે—પ્રેમ૦

૫૩

રાગ—ધોળ.

હાંરે હરિભજન થકી છોટા હોય તે સઉથી મોટા થાયેછે,
ત્રણ તાપ ટડે જનમ મરણનાં શંકટ સરવે જાયેછે—ટેક.
હાંરે શુકદેવનું મુલ જુવો સોધી, શજનુ કસાઇ તે પશુ રોધી,
થયાં ઈશ્વર આપે અક્રોધી,—હરિ ભજન થકી૦
જુઓ વાલમીકીની તો વાત ખરી, જેણે દરલશાળામાં દેહ ધરી;
તેણે શતકોટી રામાણ કરીરે-હરિ ભજન થકી૦
જુઓ ઋષિ સંગીછે હરણીનાં જુવો વેદ વેઆસ વિનપરણીની;
જુઓ સુત પુરાણી કોણ કરણીનાં—હરિ ભજન થકી૦
જુઓ દાસી સુતનું હિણપણું, વલી પુન્ય પવિત્ર ચરિત્ર ઘણું;
થયાં નારદ મન ગોવિંદ તણું,—હરિ ભજન થકી૦
જુઓ માંદવની સેદકી માતા, જુઓ વસિષ્ટ વેશ્યા વિખ્યાતા;
જુઓ ચતુરાનન પંકજ જાતા—હરિ ભજન૦

જુઓ મધ્યમ જલ ગંગામાભલે, તેતો ગંગા સરિખું થઇને ફલે;
જેમ પારસ પરશે લોહ ટલે—હરિ૦
એમ જાત ભાંત સઉની જાણી, હરિને ભજતે હરિનું પ્રાણી;
કહે પ્રીતમ ઓલખો એધાંણી—હરિ૦

૫૪

રાગ—એજ.

હાંરે હરિ ભજન વિના, દુખ દરિયા સંસારનું પાર ન આવે;
જડ બુધીરે જીવ ગુરૂ વિન્યા, શુભ મારગ કોણ બતાવે—ટેક.
તેતો અનેકવાર અવતાર ધર્યાં, ઘણા કર્મ તણા કોઠાર ભર્યાં;
અધ ઓાધ તણા અંબાર કર્યાં—હરિ૦
ફિર્યો ચારખાણ ચોરાશી, થયો જલચલ થલ ચર નભવાશી;
માયા બંધણ થકી ન શકે ઓ નાશી—હરિ૦
પામ્યો મનુષ્યા દેહમાં નઇરે મણાં, ધનધામ પુત્ર પરિવાર ઘણાં;
હવે ગાઇલે ગુણ ગોવિંદ તણાં,—હરિ૦
હાંરે તું જાડ પાડનું રૂપ થયો, તે સિતવરખા રવી તાપ શઓ;
તારા કષ્ટનું પારન જાએ હઓ—હરિ૦
દુઃખ જનમ મરણનું બઉ જાણી, શું બેઠોછો આલશ આણી;
કહે પ્રીતમ ચેતીલેને પ્રાણી—હરિ૦

૫૫

( હમ પરદેશ પંછી સાધુ—એ રાગ. )

જાધર કથા નહીં કિરતનાં, સંતનહી મીજમાના;
તાધર જમરે દેરાઢીનાં, સાંજ પડે સમસાનારે—ટેક.
મેરિ મેરિ કરતે મરજાયે મુરખ, મિટે આનમા ન ગુમાના;
સાધુ વિપ્રકી સેવા ન કીની, કીસબીધ હોએ કલ્યાના. ૧
ફુલ્યો ફાલ્યો કહારે ફિરત હૈ, કેયા બતલાવે અંગા;
પાઉ પલમેં ફના હોઇ જાવે, જેસા રંગ પતંગારે—જાગર૦ ૨
જ્ઞાન વૈરાગ ઓર નવધા ભક્તિ, એ સંતનામ નિશાના;
જો શેવક નિજ ગુરૂકો જાને, કબહુ ન હોત હેરાના—જા૦ ૩
નાભી કમલસેં નાવ ચલત હૈં, ઘોવાદશા નેમ ઠેરાના;
સુધ ભુમીપર આસન દીનાં, રહતનદે હકો ભાના—જા૦ ૪
કાલ બલી કીસીકો નહીં છોડત, બાલક વૃધ જુવાનારે,
કહેત કબીર સુનો ભાઇ સાધુ, છોડ દીયો અભિમાના—જા. ૫

૫૬

## શ્રી દ્રૌપદીજીએ કરેલી ઇશ્વર સ્તુતિ.

બીનકાજ આજ મહારાજ, લાજ ગઇ મેરી,
દુઃખ હરો દ્વારકાનાથ, શરણમેં તેરી—ટેક.
દુઃશાસન વંશ કઠોર, મહા દુઃખદાઇ;
જિન પકડો મેરો ચીર, લાજ નહીં આઇ;

અબભયો ધર્મકો નાશ, પાપ રહ્યો છાઇ;
શકુની દુર્યોધન કરણુ, ખડે કર ઘેરી—દુઃખ. ૧
તુમ દીનનકી શુદ્ધિ લેત, દેવકી નંદન,
મહિમા અનંત ભગવંત, ભક્ત દુઃખ ભંજન;
તુમ કીયો સીયા દુઃખ દુર, શંભુ ધનુ ખંડન;
અતિ આરત મદન ગોપાલ, મુનિ મન રંજન;
કરૂણા નિધાન ભગવાન, કરો કયા દેરી—દુઃખ. ૨
તુમ સુનિ ગજેંદ્રકી ટેર, વિશ્વ અવિનાશી,
આહમારી છુટાયે બંધ, કાઠી પગ ફાંસી;
મેં ધરૂં તીહારો ધ્યાન, દ્વારકાવાસી;
અબ કાહેરાજ સમાજ, કરાવત હાંસી;
અબ કૃપા કરો યદુનાથ, બની ચિત ચેરી—દુઃખ. ૩
તુમ પત રાખી પ્રહ્લાદ, દીન દુઃખ ટાર્યો;
ભયે ખંભ ફાડ નરસિંહ, અસુર સંહાર્યો;
વ્રજ ખેલત કેશીબકી, બગાસુર માર્યો;
મથુરા મુષ્ટિક ચાણુર, કંસ સંહાર્યો;
તુમ પિતા માતકી જાય, કટાઇ બેડી—દુઃખ. ૪
ભકતહિત લીધે અવતાર, કનાઇ તુમને,
નલ કુબેરકી જડ યોની, છુટાઇ તુમને;
વ્રજ વિનતાકું સુખ દીયો, કનાઇ તુમને;
પ્રભુ અબ વિલંબ કયુ કરો અમારી બેરી—દુઃખ. ૫

બેઠે સબ રાજસમાજ, નીતિ જિન ખોઇ,
નહિ કરત ધર્મકી બાત, સભામેં કોઇ;
પાંચો પતિ બૈઠે મૌન, કોન ગતિ હોઇ;
લે નંદ નંદકો નામ, દ્રૌપદી રોઇ;
કર કર વિલાપ સંતાપ, સભામેં ટેરી—દુઃખ ૬

સુનિ દીનબંધુ ભગવાન, ભકત હિતકારી;
હરીભયે ચીરમેં આપ, હર્યો દુઃખ ભારી;
ખેંચત હાર્યો મતિમંદ, બીર બલકારી;
રખ લઇ દીનકી લાજ, આપ બન મારી,
હરખત બરશત સુર સુર સુમન, બજાવત બેરી—દુઃખ. ૭

કૃપા કરી દ્વારિકાનાથ, મનોહર માયા;
અંબરકા લગાયા પહાડ, અંત નહીં પાયા;
ત્રૈલોક ચતુરદશ ભૂવન, ચીર દર સાયા;
બંદી ગણેશ પરસાદ, કૃષ્ણગુણ ગાયા;
દીનનકી દીનાનાથ, વિપત્તિ નિવેરી—દુઃખ. ૮

૫૭

૫૬

જીવ તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે (ટેક)
તું અંતર ઉદ્વેગ કરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મન સુખો, હર બ્રહ્માથી નવ ફરે—કૃષ્ણને.

દોરી સર્વે એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંતરી, તેવો સ્વર નીસરે—ફૂ૦
જેવું જેટલું જે જેમ કાલે, તે તેને કર ડરે;
એમાં ફેર પડે નહીં કોઇથી, શિદ કુટાઇને મરે—ફૂ૦
તારૂં ધાર્યું થાય એટલું, હરી ઇચ્છા અનુસરે;
સદા કાળ એ રીતનીશે નહીં, શિદ હું પણ મનમાં ધરે—ફૂ૦
થાવાનું અણ ચિંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ ભરોસો રાધાવરનો, દયા તું શીદને ડરે—ફૂ૦

## ૫૮

( ત્યજ મન હરિ વિમુખ નકો સંગ એ રાગ )

દૈવ કરે સો હોય ઓર નહીં, દૈવ કરે સો૦—ટેક.
દશરથકે કૈકે વશ હોકર, રામવિના બહુ રોય—ઓર.
દશરથને જબ દેહ તજ્યો તબ, પાસ પુત્ર નહિ કોય—ઓર.
રામચંદ્ર અરૂ સીતા લછમન, વનમે વિચરત વોય—ઓર.
માયા મૃગમે મોહિત હોકર, સીતાદીની ખોય—ઓર.
જનકપુત્રી ઓર રામ પ્રિયાસો, રાવણકે બન સોય—ઓર.
પાંડુ પુત્ર કુંતા દ્રુપદિનકો, દુખમેં દિયે ડુબોય—ઓર.
રાજ ગયો બનમેં વિચરત નિત, સુખ રંચક નહિ કોય—ઓર.
નલ દમયંતિ હરિચંદ્રકો જાનત હે સબ કોય—ઓર.
હાનિ લાભ અરૂ સુખ દુખ તનમેં મેટિ શકે નહીં કોય—ઓર.
રોગી જીવત મરત નિરોગી, ઉલટ સુલટ સબ હોય—ઓર.

કૃષ્ણ ગયે વસુદેવ દેવકી ગૃહ રહે યહ હોય—ઓર.
કૃષ્ણ ભજો જય કૃષ્ણ પિછાંનિકે તાબિન સુખ નહિ કોય—ઓર.

૫૯

મુંબાપુરીમાં બીરાજતા.

## શ્રીલક્ષ્મીનારાયણ દેવની પ્રાર્થના.

લલિત—છંદ.

સકલ વિશ્વનાનાથ શ્રીહરી, મલીન વાંછનાં ટાળ માહરી,
અધિક બુદ્ધી તું શુદ્ધ આપજે, પ્રભુ કૃપા કરી કષ્ટ કાપજે;
નવકઠી કરી ભક્તિ ભાવથી, નવકથા સુણી નીજકાનથી,
ભજન ના કર્યું તેમ તાહરૂં, હરી ભલુ થશે કેમ માહરૂં;
બહુ બહુ કુડા કર્મમેં કીધા, ધન ધુતી કરી પારકા લીધા,
ગરીબ રંકને દુઃખ આપીઆ, તરૂ સુધર્મના તેહ કાપીઆ;
અધીક લોભની લાલચે ફસી, ફીકર ના ધરી ચિત્તમાંકશી,
કથન કંઇ કુડામેં મુખમેં કર્યા, પણ અધર્મના કોથળા ભર્યા;
જગતનાથ હું ના ડર્યો જરી, લુણ હરામીમેં તુજ શું કરી,
ચરણથી કદી ચાલીના ગયો, પ્રભુ સુપંથમાં દુર તો રહ્યો;
ચરણ પાપને પંથ તો ધરયો, દિલવિષે નહી તે થકી ડર્યો,
છલ પ્રપંચને ધુર્ત કામમાં, નવમુકી કદીઓછ હામમાં;
અધમ જાતનો પ્રાણી હું ખરો, પ્રભુ તું થી રહયો સર્વદા પરો,
કર ગમે તને તે હરીહવે, અહિંલળુ છું હું શોકને દવે.
દુઃખથી છુટકો નાથજી કર, અરજ દયાલની દીલમાં ધર,

દોહરો

લક્ષ્મીનારાયણ દેવને, નમન કરો આવાર,
ઇચ્છીત મનના પુરશે, નોધારા આધાર ૧

૬૦

રાગ–ઠુમરી.

જેજે નારાયણ બ્રહ્મપરાયણ, શ્રીપતી કમલાકાંતરે–ટેક.
નામ અનંત કહાં લગીબરનો, શેષ ન પાવે અંતરે;
શિવ સનકાદિક ઓર બ્રહ્માદિક, સુરમુની ધ્યાન ધરંતરે–જે૦
મચ્છ કચ્છ વારાહ નરહરિ, પ્રભુ વામન રૂપ ધરંતરે;
પ્રસરામ શ્રીરામચંદ્ર ભયે, લીલા કોટી કરંતરે—જે૦
જનમ લીએ વસુદેવ દેવકી ગરે, જસોમતી ગોદ ખેલંતરે;
પેઠ પાતાલ કાલીનાગ નાથે, ફણપર નૃત કરતરે—જે૦
કલીયુગમે અવતાર કલંકી, ચઉદીશી ચક્ર ફરંતરે;
માહાભારત ઓર ભગવત ગીતા, ગાવે સુર અનંતરે—જે૦

૬૧

રાગ—એજ

નારાયણ નરસીંહ નરોત્તમ, પુરૂષોતમકો ધ્યાન ધરોરે;
ગીરીવરધર ગોપાલ ગદાધર, ગરૂડ જુત પદરદે ધરોરે–ટેક.
દીનાનાથ દીનકે બંધું, દીન દયાલ દામોદર હર પ્રભુ;
જગન્નાથ વામન દુઃખ ભજન હરો કુબુદ્ધિ, સુબુદ્ધિ કરોરે–ના૦

પરમાત્મા પરમેશ્વર સ્વામી, અંતર જામી ગરૂડ પદ ગામી;
આપહિ મોંકુ બીસાર દીઓએં, કૈસે ચરણનમેં આઇ પડોંરે—ના.
સુખકરન દુઃખહરન દયાનીધી, નરહરી નામ નિરંજન રઘુપતિ,
ભવભંજન પ્રભુ, અખિલ નિરંજન કૃપાસિંધુ દારિદ્ર હરોરે—ના૦
બ્રહ્માદિ લોક સબ વંદે, સ્તેઇ રઘુવરકો ધ્યાન ધરોરે;
તુલસીદાશ આશા રઘુવરકી, દુઃખ પાપ સબ દુર કરોરે—ના૦

૬૨

ભુજંગી—છંદ.

અહો ! નાથ ઉભા અમે હાથ જોડી, કરો રંક સામે કૃપાદૃષ્ટી થોડી;
સદા તાપને પાપથી તો ઉગારો, અમે માગીએ ઓઇશ પ્રેમતારો.
ઉગ્યો સુર્ય તો પુર્વમાં પુરતેજે, ગઇ રાત વીતી જુઓ વાત સહેજે;
પ્રભુ તું વિના કોણ સંભાળનારો, અમે માગીએ ઓઇશ પ્રેમતારો.
પશુપક્ષીને પ્રાણીઓ કામ લાગ્યાં, પડી એમ ઉધોગમાં દુઃખભાગ્યાં;
અમારી પ્રભુ બુદ્ધિ વિધા વધારો, અમે માગીએ ઓઇશ પ્રેમતારો.
કુડા દુઃખ કાપી રૂડાં સુખ આપો, અમારા શીરે નાથજી હાથઆપો;
સુખે જાય આ આજ તો દીનસારો, અમે માગીએ ઓઇશ પ્રેમતારો.

૬૩

રાગ—કલ્યાણ.

શ્રીજગતપતિ પ્રભુ, આપ સન્મતિ,
સર્વ ભકતો કરેછે, આજ વિનતી;

કુમતિ કાપીને, તું આપ સન્મતી,
જેથી આ જગે ન થાય પાપ તો રતી—શ્રીજ૦
સર્વ જગતનો કર્તા તુંછે, અંતર જામી બાપ,
પૃથ્વી પાણી ઝાડ પર્વતો, અનાજ બીજ અમાપ—શ્રીજ૦
સર્વ ભકતો અરજ કરેછે, કષ્ટ અમારા કાપ,
ભક્તિની વૃદ્ધિ કરવામાં મદદ અમોને આપ—શ્રીજ૦
બે કરજોડી પ્રણામ કરીએ, તુજને વારંવાર;
સર્વ અમારા વિઘ્ન હારીને, સુજશ આપ નિરધાર—શ્રીજ૦

૧૪

પદ

નારાયણ નામ લેને તું પ્રાણીરે,
બદ્રીનાથ પ્રગટ જુગ જાણી-ટેક.
ગર્ભવાસે રક્ષા કીધી તારીરે,
તેને કેમ મેલ્યોછે વિસારી—નારાયણ૦
નરદેહ દીધો તને નાથેરે,
ધન હોય તો વાવરતારે હાથેરે;
પડ્યો રેશે કોડી નાવે સાથે—નારાયણ૦
વણ સમજે કહે મારૂં મારૂંરે,
ધન રાજ ફરે તન વારૂંરે;
તારા હાથે નથી ધન તારૂં—નારાયણ૦

મિથ્યા સુખમાં તે શું લપટાંણોરે,
લોક લાજેગયે દીયો પાળોરે;
જાએછે તૃષ્ણાના પુરમાં તણાણો—ના૦
કાયા માયા એ રીતે કાચીરે,
તેના રંગમાં તે શું રહયો માચીરે;
બ્રહ્માનંદ કહે વાત સાચીરે—ના૦

૬૫

૫૬.

નારાયણ, નારાયણ, નારાયણ, ભજમન નારાયણ, નારાયણ—ટેક.
મોર મુકટ મકરાકૃત કુંડલ, સ્વામી ચક્ર ધારાયણ—શ્રીમન૦
શ્યામલા ગાત્ર, પીતાંબર સોહીએ,
સ્વામી ગલે વિજીત્રી ધારાયણ—શ્રીમન૦
શિવ સનકાદિક ઓર બ્રહ્માદિક,
સ્વામી સમરી સમરી ભવપારાયણ—શ્રીમન૦
ચાર વેદ ઓર ભગવત ગીતા,
સ્વામી તુલશીદાસ કૃત રામાયણ—શ્રીમન૦
બકાસુર જાઇ તાડીકા મારી,
સ્વામી રૂષીયનકી લજા રાખી—શ્રીમન૦
જનકપુરી પ્રભુ ધનુષ તોડયો;
સ્વામીરાજ જનક પણ રાખાયણ—શ્રીમન૦

લંકા જાઇ નીશાચર માર્યા;
સ્વામી ભક્ત વિભીશષણ તારાયણ—શ્રીમન૦
સરજુકે તીર અજોધ્યા નગરી;
રામચંદ્ર અવતારાયણ—શ્રીમન૦
સરજુકે તીર તુરંગ નચાએ;
ધનુષબાણ કર ધારાયણ—શ્રીમન૦
જમુનાકે તીર મથુરાં નગરી,
સ્વામી કૃષ્ણચંદ્ર અવતારાયણ—શ્રીમન૦
જમુનાકે તીર વાલો ગૌધન ચારે;
સ્વામી મુખપર મુરલી ધારાયણ—શ્રીમન૦
વ્રંદાવનમેં વાલો રાશ રમ્યો હૈ,
સ્વામી સહસ્ર ગોપી એક નારાયણ—શ્રીમન૦
ઇંદ્ર કોપ કીયો બ્રજઉપર;
સ્વામી વરસત મુશળ ધારાયણ—શ્રીમન૦
ડુબત વ્રજકું રાખ લીયો હૈં;
સ્વામી નખપર ગીરીધારાયણ—શ્રીમન૦
ગજ ઓર જુડ લડે જલ ઉપર;
સ્વામી લડત લડત ગજ હારાયણ—શ્રીમન૦
તલભર સુંઢ રહી જલ ઉપર;
સ્વામી તવ હરીનામ પુકારાયણ—શ્રીમન૦
ગજસુર સુણી જદુનંદન;
સ્વામી પાસું પીઆદ પારાયણ—શ્રીમન૦

જુડકું મારે ગજરાજ ઉધાર્યો;
સ્વામી ચક્ર સુદર્શન ધારાયણ—શ્રીમન૦
મથુરાં જાઇ વાલે કંશ પછાડયો;
સ્વામી ઉગ્રસેન કુલ તારાયણ—શ્રીમન૦
હરીણા કંશ નખે ઉરવિદાર્યો;
સ્વામી ભકત પ્રહ્લાદ ઓધાયણ—શ્રીમન૦
સીવરીકા બોર સુદામાજીકા તાંદુલ;
સ્વામી રૂચી રૂચી ભોગ લગાયણ—શ્રીમન૦
અજામેલ સુત હેત પુકાર્યો;
સ્વામી નામ લેત ભવ પારાયણ—શ્રીમન૦
જે કોઇ હરીને શરણાગત આવે;
સ્વામી માતા પીતાકા તારાયણ શ્રીમન૦
માધવદાસ આશા તમ ચરણકી;
સ્વામી ભવસાગર ભવ તારાયણ—શ્રીમન૦

૬૬

રાગ—ગાયન.

નમુ પદે ગીરજા પતીને એ રાહ

નમું નમુ શ્રીલક્ષ્મીનાથ શંખ ચક્ર આયુધ બીરાજે,
કીટમુકુટ સુશોભીત છાજે;
ધરી બંસી મુખ ગદાં કૈમોદીછે નીજ હાથ—નમું.

મકરાકૃત કુંડલ કર્ણ, સેવે વિધી સુરચર્ણ,
ધરનારા હરી ધર્ણ થયો છુ હુ કીંકર શરણ;
સ્તુતિ કરૂં નીરાદિન, થઈ તમ પદ લીન,
દયાનિધી દયા કરે, ના મુંવરી તમ સાથ—નં૦
જરકશી જામા અંગ, પીતાબર પીતરંગ,
પ્રગટયાં ચરણાથી ગંગ, શોભે લક્ષ્મીજી સંગ;
માયા તું હારી અભંગ, તેમાં ડુબ્યો છું હું રંક.
નારાયણ કૃપા કરી તારો સરવસ નાથ—નં૦

૬૭

રાગ—ગાયન.

કરમાં તું દીલ સાથ છોકરા એ રાહ

રાખો અમારી લાજ શ્રીપતિ, રાખો અમારી લાજ,
હાજી બન્યો હું પામર દુખી આજ—શ્રીપતિ.
રે કરૂણાકર, હરી ધરણીધર,
અનંત કલ્યાણ ગુણ ભંડારા, કોટી બ્રહ્માંડ તણા સરજનારા.
શામલીઆ શણગાર હમારા, જાણી શરણાગત બાપ તું હાગ.
ઠરો અંતરમાં દાજ—શ્રીપતિ૦
વૈકુંઠવાશી, હે અવીનાશી,
ચીર પુર્યાં સતિ દ્રૌપદીકેરાં ભાકતા ભક્ત ઉગાર્યા ઘણેર
નાથ હવે ન થાશો નમેરા ક્ષમા કરો અપરાધ હમેરા,
નારાયણ શિરતાજ—શ્રીપતિ૦

૬૮

રાગ—ગાયન

કાંઈ ચટક લાટી રસીલી કરયો ઘેલો મને તેં છબીલી એ રાહ

વેણું કૃષ્ણે વગાડી મધુરો, મને પ્યાર લગાડયો છે પુરો,
મોરલી અવાજે ને મેઘ જ્યું ગાજે, ઝબકી જ્યું ઝુબ કેમ પુરો;
નીદ્રાથી જાગીને હું તોરે ભાગી, શ્રંગાર રહ્યાછે અધુરો—મને.
કરનું કંકણ પેરાણું ચરણ, આનંદનાં ફુટયાં અંકુરો—મને.
મનડું ઝંખેને તનડું તલખે, ઘર ધંધો લાગેછે બુરો—મને.
મુખડું નિરખેને હઇડું હરખે પરખે પાતળીઓ કાનુડો—મને.
નારાયણ જોઇને કું તોરે મોહિ, ગોપી જોબન મદશુરો—મને.

૬૯

રાગ-ગાયન.

બાટી પાનનકી એ રાહ

તુજ ચર્ણ ગ્રહું તુજ ચર્ણ ગ્રહું,
શ્રીમન્નારાયણ હરી તુજ ચર્ણ ગ્રહું—શ્રીમન્નારાયણ.
શંખ ચક્ર ગદા પદ્મધારી, તારી કૃપા નિત્ય નિત્ય ચહુ—શ્રી૦
સ્વયં પ્રકાશ વૈકુંઠવાસી, નયણે નીરખી લાભ લહુ—શ્રી૦
તુજ ચરણથી ગંગા પ્રગટયાં, મહીમાં જેનો લાધ્યો બહુ—શ્રી૦
યશ નામી પ્રભુ યશ તું હારા, સુરીમુનીજન ગાયસહુ—શ્રી૦
કીંકર જાણી આપો ભકિત જેથી સરવદા મગન રહું—શ્રી૦
પદ્માદ સ્વામી ગુરૂ પ્રતાપે, રાખો ચરણમાં એજ ચહું—શ્રી૦

૭૦

રાગ—ગાયન

કુકર્મ રે કામીશું ના કરે એ રાહ

પ્રભુજીરે રંકપર દયા કરો,
અજ્ઞાને તુજ સ્વરૂપ ન જાણું, અભિમાને દુનિયામાં માણું;
પણ આશ્રય તારો ખરો—રંકપર દયા કરો.
આ સંસાર તણા પરિતાપે, દુઃખીઆરો છઉં નીજ સંતાપે;
કરતેથી મુજને પરો—રંકપર દયા કરો.
પુર્વ કર્મથી અંધ થયો છઉં અપરાધી પરીપુર્ણ બન્યો છઉં;
ક્ષમા કરી કરૂણા કરો—રંકપર દયા કરો.
ભયથી રટતાં કંશને તાર્યો રીપુ ભાવે શીશુપાલ ઉધાર્યો;
તો હું દાસના દુઃખ હરો—રંકપર દયા કરો.
તુજ કૃપાવીન હું નવ ફાવું, અલ્પ ગીરાથી શું હું રીઝવું;
તો નારાયણ ઉર ઠરો—રંકપર દયા કરો

૭૧

રાગ—ગાયન

ધીમા ધીમા ચાલો મારા પ્રાણરે એ રાહ

નમુ નમુ સદા જોડી હાથરે શ્રીનાથરે.
ભવ રણમા હે ભટકતો ફરૂં, શું હું સ્તુતી કરૂં હો શ્રીનાથરે.
સાખી—અજ્ઞાને અકલાઉં હું, ચાલ કુપથ સદાય,
સદ્‌માર્ગે ચડાવવા, કરો પ્રભુજી સહાય;

અલ્પ ગીરા થકી શું રીઝાવું તને, સતજ્ઞાની સમાગમમેલા વો મને
નારાયણ સંભાવો આ દુર્ઘટ વનેહો.

૭૨

રાગ—ગાયન

સુંદર શામળીઆ, નામ જપીશ નિત્ય તારૂ—એ રાહ.

સદગુરૂ સંગ કરો, શાસ્ત્રજ્ઞાન ઉરથાવે,
શ્રીહરી સાથ વરો, જન્મ મરણ ભય જાવે—સદગુરૂ.
અજ્ઞાન ઉત્તમ દેહે રહોના, દુરગતિ થાવાઉર ચહોના;
મીથ્યા માયા ભાર વહોના, અસત્ય વાણી જીભે કહોના;
જગતનો સાજ ડુબાવે—સદગુરૂ.
ખાન પાનાદી છે સુખ મોટું, વૈભવઆદી સુખછે છોટું,
મોક્ષ પદનું છે સુખ મોટું, ભક્તિરૂપી શોધો બોટું;
નારાયણ પદ પાવે—સદગુરૂ.

૭૩

રાગ—ગાયન.

રાજા વાત કહું છું સાચી સુણ જો આજ મારીરે એ રાહ

છબી જોઇ ઘનશ્યામ મમ નયનો ઠર્યા રે—ટેક
મુગટ શીરપર રત્નજડીત, ગલે ગુંજ કોહાર,
સહસ્ર ભાનુસમ મુખની શોભા, કહેતાં નાવે પાર—છબી.
સર્વ તીરથોનાથ ચરણમાં, નીરખવા તે થાય,
નીશીદિન અભિલાષ ઉરમાં, રાખું છું જગ રાય—છબી.

દિનકર નીરખી પદ્મનીરમાં જેમ પ્રફુલીત થાય,
લક્ષ્મીપતીને તેમ નીરખીએ આ મનડું હરખાય—છબી.
જેમ મેઘની જળધારાથી; શાંતબપૈયા થાય,
તેમ શ્રીહરી કથા શ્રવણથી પ્રેમ અધિક વરતાય—છબી.
અપરાધી અજ્ઞાની હું તો કરૂં અહરનીશ દોષ,
કહે નારાયણ ક્ષમા માગીયે પ્રભુ ન ધરશો રોશ—છબી.

૪૪

## શ્રીજીની સ્તુતિ.

રાગ—બનજારો.

નમું પ્રેમવતીના પ્યારા, જય જીવન જગદાધારા—ટેક.
અતિ અકલ ગતિછે તમારી, ત્યાં મતિ નહિ પોચે અમારી;
અમે સેવીએ ચરણ તમારા—જય જીવન૦
પ્રભુ પ્રૌઢ તમારો પ્રતાપ, છો આપ અપાર અમાપ;
સઘળી સૃષ્ટિ સૃજનારા,—જય જીવન૦
માયા આદિક શક્તિ તમારી, જે છે જીવને બંધન કારી;
તેના પ્રેરકતે થકી ન્યારા જય જીવન૦
છો કાલના કાલ કૃપાલ, શરણાગત જન પ્રતીપાલ;
કોટી કારજ ના કરનારા,—જય જીવન૦
શ્રા કે વેદ વર્ણવી અનુપ, એવું તમારૂં સ્વરૂપ;
તેને જાણે શું? જીવ વિચારા—જય જીવન૦

તમે ભૂપર ધરી અવતાર, કર્યો વેદ ધર્મ વિસ્તાર;
માર્યા અસુર દુઃખ દેનારા—જય જીવન૦
કાઠી કોળીજે ક્રુર અપાર, કર્યો ઉદ્ધાર એનો આવાર;
એવા છો તમે અધમોદ્ધારા—જય જીવન૦
આણી અંતર કરૂણા આજ, મળયા અમને શ્રીજીમહારાજ,
દીનબંધુ ધર્મ દુલારા—જય જીવન૦
જય જય જય વિશ્વ વિહારી, અવતાર તણાં અવતારી;
છો ઇષ્ટ અભીષ્ટ અમારા—જય જીવન૦

૭૫

રાગ—એજ.

વાલા વિનતિ વાંચીને વહેલા આવો,
મારા તનનાં તાપ બુઝાવો—ટેક.
છો વિશ્વ સકલનાં ત્રાતા, તમે શ્યામ સુંદર સુખદાતા;
આવી મિંદર મુજને બોલાવો—મારા૦
મારે એક આધાર તમારો, માટે વાલમ મનમાં વિચારો;
દુઃખ દારિદ્ર આવી દબાવો—મારા૦
દેવ દિલ્લમાં થઇને દયાળ, લીધી સીતાની તમે સંભાળ;
ધર્મ પુત્ર એવી રીતે ધાઓ—મારા૦
દ્રુપદીની સભામાં રાખી લાજ, પુર્યાં વસ્ત્ર તમે મહારાજ;
એમ આ આપદાથી મુકાવો—મારા૦

પાંડવોએ જો તમને સંભાર્યાં, લાક્ષાગ્રહથી બળતા ઉગાર્યાં;
એમ આજ આ તાપ ઓલાવો—મારા૦
ભગવત સુતના સુખકંદ, જય જય જય સહજાનંદ;
હરિ આવીને આજ હસાવો—મારા૦

૭૬

## સર્વોપરી શ્રીહરિની સ્મૃતિ વિષે.

હરિગીત—છંદ.

આ સમય ઉત્તમ જાણીને, કર સ્મરણ શ્રીઘનશામને,
કીજે સુકર્મ સદા વિશેષે, હમેશ ધરી શુભ હામને;
રચનાર આ સંસાર તેને, શીશ નમાવો હરઘડી,
તક જાય તું પરતાય માટે, વાત લે જીવમાં ઘડી. ૧
નરદેહ પામી ટાળ ખામી, નંદ નંદન સ્મરણમાં,
કૌતુક મેલી સમગ્ર દિલછે, અદલ સુખ પ્રભુ ચરણમાં;
સ્તુતિપાઠ પુજન જાપ જીભથી, જગતપતિનો જો કરે,
ભવમાં જશે ભય, બનીશ નિર્ભય, તુરત ભવસાગર તરે. ૨
મારી શીખામણ કરીશ ધારણ, કઠીણ તજી કુટી લાઇને,
લીધાં સરવ સુખતો ખરે તેં, ચતુરધરી ચતુરાઇને;
કાયા પડે આવી નડેજો, મલીનતા મનમાં રહે,
તેથી હરિ સ્મૃતિ શીખ કહીછે, સર્વ દુષ્કિતને દહે. ૩

દોહરો.

અંતકાળ વેળા કઠણ, કષ્ટ કોટીધા થાય;
જો સુખમય હરિ સાંભરે, જરૂર દુઃખ દૂરજાય. ૧

૭૭

## રાગ—લલીત છંદ.

અરર ઓ પ્રભુ! કાજ આ કરો,
દુઃખ વિયોગનું, દિલ્લમાં ધરો;
તમવિના અમે, દુઃખીરે! અતિ,
તમવિના નથી, અન્યરે! ગતિ. ૧
સુખદ આપને, એક જાણીએ,
અધિક સ્નેહતો, ઉરઆણીએ;
તદપિહે હરિ! કઠણ શું થયા!
દિલ્લ થકીજરે! શું! તજી દયા. ૨
જળવિના જુઓ, મચ્છ તરફડે,
તુજ વિયોગથી, દુઃખ બહુ પડે;
કઠણ છાતડી, નથીજ ફાટતી,
ધડી ધડી અરે! મું જાયછે મતિ. ૩
સકલવિશ્વના, જીવન રૂપછો,
ભુવન કોટીના, આપ ભુપછો;
વિશ્વ વિહારીજી, સુખ સર્વદા,
આપો સ્નેહથી, ટાળી આપદા. ૪

૭૮

## દશ અવતાર રૂપે શ્રીજીમહારાજની સ્તુતિ.

( રાગ—ક્ષત્રીકલંક )

જય જય ધરમકુલ ચંદ્ર, ઇશ્વર અવતારી હરિરે.
સુખકારી શ્રીસહજાનંદ—ઇશ્વર ટેક.
સદા કોમલ હૃદય કૃપાલ, બહુ નામીછો ભકિત બાલ—ઇ૦
તમે મચ્છનું ધરીને સ્વરૂપ, મારયો શંખાસુર દૈત્યભુપ—ઇ૦
ધરી કચ્છનું સ્વછ અવતાર, ધારયો મંદ્રાચલ તણો ભાર—ઇ૦
વાલા ધરી વારાહનો વેષ, લાવ્યા પૃથ્વી તમે પરમેશ—ઇ૦
નાથ નરસિંહનું ધરી તન, મારયો હિરણકશિપુ રાજન—ઇ૦
તમે વામન થઇ મહારાજ, બળિને છળિ કર્યું દેવકાજ—ઇ૦
પરશુરામનો લઇ અવતાર, હણીક્ષત્રી હર્યો ભુમિભાર—ઇ૦
થઇ સીતાપતિ રૂડા રામ, મારયો રાવણ દુઃખનું ધામ—ઇ૦
થઇ મોહન બાલ મુકુંદ, આપ્યો વ્રજવાસીને આનંદ—ઇ૦
બુદ્ધ રૂપે થઇ હરિ શુદ્ધ, આપે મોહ પમાડયા અબુદ્ધ—ઇ૦
કલકી રૂપ ધરીને રમેશ, તમે મારશો મ્લેચ્છ નરેશ—ઇ૦
દશ રૂપનો કહયોમેં વિવેક, પણ આપ ધરોછો અનેક૦
નાથ ધર્મ ધુરંધર ધીર, સુખ દાયક શ્યામ શરીર—ઇ૦
વિશ્વ વ્યાપક વિહારી લાલ, સદા પ્રણત જન પ્રતિપાલ—ઇ૦

૭૯

( પુનમચંદ, બાલમુકુંદ થાજો સાહે મનેરે—એ રાગ )

અક્ષરવાસી, પુરે આસી, નમન પ્રેમે કરૂંરે. ૧
સુખધામ, અવિચલ નામ, મુર્તિ હૃદયે ધરૂંરે. ૨
અંતરજામી, છેબહુ નામી, કષ્ટ પર હરેરે. ૩
સહેજાનંદ પ્રભુ મુકુંદ, જલ સ્થલ વિચરેરે. ૪
કરૂં ભક્તિ, પામું મુક્તિ, વિભુ મેહેર કરેરે. ૫
દયાદાશ, રાખો પાસ, નાથ લહેર કરેરે. ૬

૮૦

રાગ—ઉપરનો.

સહેજાનંદ, અતિઆનંદ, મુર્તિ મનહારીરે. ૧
કરે સેવા, પામે મેવા, વદે વેદ ચારીરે. ૨
તેજરૂપ, અતિ અનુપ, સોભા સુંદર સારીરે. ૩
નામુમાથ, રહો સાથ, ભકત હિતકારીરે. ૪
કરૂ દરશન, થાઉ પ્રસન, શ્રીજી મહાપ્રમુરે. ૫
દયાદાશ, રાખોપાસ, જગકર્તા વિભુરે. ૬

૮૧

( કાચું કાચું જીવન સાચું જાણુમાંરે—એ રાગ )

રટો રટો શ્રીજીનું નામ રટોરે, નામ રટોરે ધ્યાન ધરોરે;
અક્ષરધામી, છે બહુનામી, પુરૂણ પુરૂષોત્તમરાય;
જન્મતણાં તો કષ્ટ છોડાવે, બીજો નહિં ઉપાય—રટો૦

પ્રગટરૂપ પૃથ્વીપર આવી, ઉગાર્યા પાપીજન;
કલ્યાણ કર્તા, દુઃખજ હર્તા, વંદુ સહેજાનંદ—રટો૦
આનંદકારી, ભવભયહારી, નિરખું સુંદર શ્યામ;
પ્રેમ ધરી પ્રણામ કરૂંછું, દેશે અક્ષર ધામ-રટો૦
દયારામ કરજોડી કહેછે, નમું વારંવાર;
ચરણરજની આશા રાખે, પુર્ણ કરો કીરતાર-રટો૦

૮૨

પંચાક્ષરનો પદ. રાગ-ગીતી.

સહેજાનંદ સુખાકારી, સર્વ સંકટ નાંખે ટાળી;
કલ્યાણ કર્તા પ્રભુજી, સકારાય નમો નમ. ૧
હરીકૃષ્ણ હૃદયમાં વસતા, ભકતો તણા સ્વામી;
ભવનું ભય કાપેછે, હકારાય નમો નમ. ૨
જગકર્તા જગહર્તા, અક્ષરાતીત મહારાજ;
શ્રેયકર્તા શ્રીજીછે, જકારાય નમો નમ. ૩
નમન કરો નરનારી, પાપ તે પ્રલય થાય;
અક્ષર ધામ આપેછે, નકારાય નમો નમ. ૪
દયારામના દયાળું, મહેર કરે મોરારી;
શરણાગત રાખેછે, દકારાય નમો નમ. ૫

૮૩

રાગ—ધનાશ્રી.

સહેજાનંદ સુખકારી, ભાવેને ભજો સહેજાનંદ સુખકારી;
રત્ન સીંધાસને નાથ બીરાજે, સોભા બનીછે બહુસારી—ભાવે૦
પુષ્પના હાર કંઠે સોહીએ, કાને કલંગી ધારી—ભાવે૦
બાહે બાજુબંધ અતિ આપેછે, વદતાં શેષ જાએ હારી—ભાવે૦
સુંદર ખેસ અનહદ ઓપેછે, મુરતી છે મનહારી—ભાવે૦
અનેક જીવોના કલ્યાણ કર્તા, એવાછે દેવ મુરારી—ભાવે૦
અધમ ઓધારણ, પાપ નિવારણ, ભવજલથી લેછે તારી—ભાવે૦
પ્રગટરૂપે પૃથ્વીપર પધાર્યા, અવતારના અવતારી—ભાવે૦
નારાયણ નામનો ઉચ્ચાર કરતાં, સંકટ નાંખે ટાળી—ભાવે૦
મમત મુકીને પ્રેમથી ભજીલ્યો, છે ઉધરવાની બારી—ભાવે૦
અક્ષરવાસી, પુરેછે આશી, વદેછે વેદ ચારી—ભાવે૦
અક્ષરાતીત પુરણ પુરૂષોતમ, નવલ છબી મને પ્યારી—ભાવે૦
કોટાન કોટી બ્રહ્માંડ મધ્યે, વ્યાપી રહ્યાં ગીરધારી—ભાવે૦
શરણાગતની વારે ચડેછે, દૈત્યને નાંખે વિદારી—ભાવે૦
ભીડભંજન ભયને હર્તા, હરિકૃષ્ણ નામધારી—ભાવે૦
નીલકંઠ નર્કથી ઉધારે, રાખો દૃઢમન ધારી—ભાવે૦
અલૌકિક લીલા શ્રીજીમહારાજની, પરચા પુર્યાછે ભારી—ભાવે૦
ધન્ય ધન્ય ભોમી ભરતખંડની, પવિત્ર કરીછે પધારી—ભાવે૦
સાધુ સ્વરૂપે જગતમાં વિચાર્યા છે, દૈવી દેહધારી—ભાવે૦

વિપ્ર દયારામ વિનતી વદેછે, અલ્પ અસ્તુતિ ઉચ્ચારી-ભાવે૦
પ્રેમભાવથી પ્રાર્થના કરીછે, નાથ લેશો સ્વીકારી-ભાવે૦

૮૪

પદ

શ્રીજીનાં આવોજી ગુણ ગાઇએ ( ૨ )
પ્રેમી જન આવોજી ગુણ ગાઇએ, હરીજન આવોજી ગુણ ગાઇએ;
સંતજન આવોજી ગુણ ગાઇએ-શ્રીજીનાં૦
વચાનામૃતનું પાન કરીને, હરીજનોને પાઇએ—શ્રીજી૦
માનસી પુજા પ્રેમથી કરીએ, અક્ષર ધામમાં જાઇએ-શ્રીજી૦
હરીકૃષ્ણ કષ્ટને હરતા, તેને ચિત્તમાં ચાહિતે-શ્રીજી૦
શ્વેત દ્વિપ બ્રહ્મા મહોલો, બદ્રીગંગામાં નાઇએ—શ્રીજી૦
દીન દયાલુનો દયાછે દાસ, એવા અમૃત ફલ ખાઇએ—શ્રીજી૦

૮૫

રાગ—કલ્યાણ.

વિશ્વના પતિ તુજ ગહન છે ગતિ એ રાગ પ્રમાણે

હે! હરિ હરિ! પ્રભુ કરૂણા કરી,
નરનારી ઉગારવાને, નરતનુ ધરી-હે હરિ૦-ટેક.
અક્ષર ધામી છો બહુનામી, સ્વતંત્ર સર્વાધાર,
કળીમળ બળજે પ્રબળ થયો, હરિ તેના છો હરનાર-હે હરિ૦
અસુર અધર્મિ મહાકુકર્મિ, દેતાજનને દુઃખ,
મુળથી તેના કુળ ઉખાડી, સંતને દીધાં સુખ-હે હરિ૦

વાદી હરાવ્યા બંધ કરાવ્યા, હિંસામય બહુ જાગ;
દારૂ માટી ચોરી અવેરી, તે કરાવ્યાં ત્યાગ–હે હરિ૦
પાંજ ધર્મની આજ સુબાંધી, લીધી અરિની લાજ;
ધનત્રિય ત્યાગી સાધુ કીધા, સર્વોપરી મહારાજ—હે હરિ૦
વિશ્વવિહારી અજ અવિકારી, અવતારી અલબેલ;
કલ્પતરૂ છો સુખદેવામાં, છોગાળા રંગછેલ—હે હરિ૦

૮૬

રાગ—એજ

શ્રી સહેજાનંદ સ્વામી, છે બહુ અતિનામી;
હસ્ત જોડી વંદુ છું, આનંદને પામી;
ચોરાશી લક્ષના ફેરા ટાળે, આપે અક્ષરધામ;
આધિ વ્યાધિ ઉપાધી કાપે, એવા સુંદર શ્યામ–શ્રી સહે૦
સહેજાનંદનું નામજ લેતાં, સહેજે આનંદ થાય;
જમકિંકર તો વેગે નાસે, દુઃખ સર્વ દુરજ જાય–શ્રી૦
પ્રગટ સ્વરૂપે નિજપધાર્યા, આર્યાવૃત મોઝાર;
અનેક મુકતોને સાથે તેડયા, એવા પ્રાણ આધાર–શ્રી૦
સર્વ ધર્મનો મુલજે, એકાંતિ કહેવાય;
ભરતખંડમાં સ્થાપીત કર્યું, જેથી મુકત થવાય—શ્રી૦
સાધુ સ્વરૂપે આપજ વિચાર્યા, કર્યો બોધ અપાર;
અનેક જીવોની મુક્તિ કીધી, કૃપા તણાં ભંડાર–શ્રી૦
પ્રેમભાવથી વિનતી વદેછે, વિપ્ર દયારામ;
અક્ષર તણીતો આશ્યા રાખે, લેછે શ્રીજીનું નામ–શ્રી૦

## ૮૭

### પદ.

( જગન્નાથંકા ચાલોરે સાધુ એ એ રાગ. )

શ્રીસહેજાનંદને સેવોરે સંતો, ભજોરે ભકતો, અક્ષર ધામમાં જાઇએ;
દર્શન દીઓ સહેજાનંદ સ્વામી પુનરજન્મ ન આવીએ. ૧
હરિકૃષ્ણ હૃદેવાસી, પુરેઆશી, જનમની ફાસીએ ન જાઇએ;
ભવના બંધન સહેજે છોડાવે, અમૃત કુંડમાં નાહીએ ૨
નીલકંઠનું નામ લેતાં, દુઃખ જાતા, વાણી પવિત્ર થાએછે;
પુણ્યકારી, પાપહારી, વેદમાં વખણાય છે. ૩
બ્રહ્મા વિષ્ણુ શિવયોગી, ઇંદ્રિથી આજ્ઞા પળાયછે;
નારદ તુંબરૂ આદિદેવો, ગંધર્વો ગાન ગાંય છે. ૪
નવલખ તારા, નવલખ નાગો, સુર્ય ચંદ્ર નમે સદા;
અનેક કોટી બ્રહ્માંડોમાં, મીથ્યા ન થાય કદા. ૫
અષ્ટસિદ્ધિ નવનીધીસહિત, કુબેરજી હાજર રહ્યા;
સારદ શેષ સનકાદિક રૂષિગણ, શ્રુતિ વચન ઉચર્યા. ૬
ભક્ત પાલક, કષ્ટ ટાલક, એકાંતિક ધર્મ સ્થાપિયો;
પરમહંશ સાધુ બ્રહ્મચારીઓને, અભયપદ આપીયો. ૭
દાશ દયા વંદે સદા, અંતર પ્રેમ આણીને;
અવનીમાં શ્રીજી આવ્યાં, ઓધારવા પ્રાણીને. ૮
પ્રીતી રાખી કરે જાંખી, આનંદ ઉરમાં ધરી કરી;
અક્ષર ધામ આપેવાલો, પાપ નાખે પરહરી. ૯

### કચ્છદેશમાં શ્રીનારાયણ સરોવરમાં બીરાજતા.

# શ્રીત્રીકમજી રાયની પ્રાર્થના.

## ૮૮

### પ્રભાત

( ઉંમલકીરે તુને હરી જશ ગાવા એ રાગ )

નારાયણ શરનુંરે મોટા મહીમા, નિત્ય ઉઠીને નાવુરે;
પ્રથમ તો ચપલેશ્વર જાઇએ, સરવે પાપને તાર્યારે,
નારદ લેટણ લેટયારે પ્રાણી, ગયા કુંડમાં નાઇએરે—ના૦
દુધા ધારી સદા સુખકારી, તેને શરણે પ્રભુ જાઇએરે,
કોટેશ્વરના દરશણ કરીએ, જગદાદાને જાઇ મલીએરે—ના૦
શનકાદીકો તો સુખે બીરાજે, સુરજ કુંડમાં નાઇએરે,
નાઈ ધોઇ દાનજ દૈએ કૃષ્ણ કૃષ્ણ મુખે કહીએરે—ના૦
આચારજીની બેઠકે જાઇએ, ત્રણ ગુફાને ન્યારીએરે,
રઘુનાથજીના દરશન કરીએં, સ્વર્ગ બારીમાં જાઇએરે—ના૦
ત્રીમજી ત્રણ તાપને ટાળે, રણછોડરાય સુખકારીરે,
લક્ષ્મીનારાયણ સનસુખ બેઠા, હનુમાનની ચોકીરે—ના૦
તોર્યા ગોવરગીર પરવત તોર્યા, ગોપાલરાય સુખકારીરે,
લક્ષમીજીના દરશન કરીએં, જાંબવતી સતભામારે—ના૦
કહે હરીદાસ પ્રભુ અરજી એટલી, તમે સાંભળો સારંગપાણીરે,
તમે અમારા પ્રાણથી પ્યારા, ભવસાગર સુખે તરીએરે—ના૦

૮૯

## લાવણી.

નારાયણ સરમે શ્રીત્રીકમજી, ચાર ભુજાધારી,
ચાર ભુજાધારી, બલે જાઉં ચાર ભુજાધારી ટેઢ;
મંગલામેં જબ નોબત બાજે, ઘંટનાદકારી બલે જાઉં ઘંટનાદકારી,
સ્નાન કરી દરશનકે કારણ, નર આવત નારી—નારાયણ૦
સીરી સરસ બાંધી સરોવરકી, આસપાસ યારી—બલે૦
ધરમશાલા સોહત સર ઉપર, પરદુઃખ હરનારી—નારાયણ૦
પુરવ પછીં દિશી દેવલ દીશે, દક્ષણા સ્વર્ગ ધોવારી—બલે૦
કુંઅર કલ્યાણ ત્રીકમ રાએકી, મુરતી મનોહારી—ના૦
પાંજ ઉપર એક માહાપ્રભુજીકી, બૈઠક સુખકારી—બલે૦
વલભદાસ માલીક ગાદીકો, ઉત્તમ બ્રહ્મચારી—ના૦
કોટ અંદર મિંદર અતિ સુંદર, બેઠે ત્રીપુરારી—બલે૦
ભાગવતકી કથા કરતહું, સુનું ગીરજા પ્યારી—ના૦
કહે શીવજી રાજાધીરાજકો, ધીલબીચલે ધારી—બલે૦
ધરમ અર્થ કામાદિ મોક્ષકો, ફલ પાવતચારી—ના૦

૯૦

## લાવણી બીજી

તીરથમેં નારાણ શરોવર જલ અધિક ભારી,
જલ અધિક ભારી બલે જાઉં જલ અધિક ભારી—ટેક.
પંપા બિંદુ માનસરોવર સત જુગકે ચારી,
બલે જાઉં સત જુગકે ચારી,

એ ચારોમેં નારાણસરોવર ગતી દેત સારી,
ગતી દેત સારી બલે જાહું ગતી દેત સારી–તી૦
ક્ષત્રીવંશકો ગોર સારસ્વત જાનત નરનારી,
બલે જાઉં જાનત નરનારી,
જનમ મરણકો લાગ લેત હૈ બાત કરત પ્યારી;
બાત કરત પ્યારી બલે જાહું બાત કરત પ્યારી–તી૦
કચ્છ હાલાર સિંધી ગુજરાતી પંજાબ મલબારી,
બલે જાઉં પંજાબ મલબારી;
કારતકમેં પિંડ દાન દેત હૈં અવસિ જાત પારી–તી૦
અભ્યાગત અનેક ઉત આવત બ્રાહ્મણ બ્રહ્મચારી,
બલે જાઉં બ્રાહ્મણ બ્રહ્મચારી;
સદાવ્રત લેખાત સાધુ જનપાન કરત વારી,
પાન કરત વારી બલે જાઉં પાન કરત વારી–તી૦
સમે સમેકી હોત આરતી ઝાલર ઝણકારી,
બલે જાહું ઝાલર ઝણકારી;
બ્રહ્મા ભાવ દર્શનકે કારન ખડે રહત દ્વારી,
ખડે રહત દ્વારી બલે જાહું ખડે રહત દ્વારી–તી૦
ત્રીકમરાયેકો મહિમા મોટા વદત વેદ ચારી,
બલે જાહું વદત વેદ ચારી;
કહે શિવજીમો મેે જનમ મરણકો દુઃખ દીજે ટારી,
દુઃખ દીજે ટારી બલે જાહું દુઃખ દીજે ટારી–તી૦

## ૯૧

( કબ સમરેંગે રામ—એ રાગ )

દર્શન કરો નરનાર, ત્રીકમજીના દર્શન કરો નરનાર,
દર્શન કીધાથી પાપજ ટળશે, સફળ જાણો અવતાર, પ્રીયજનો–દ૦
લક્ષમીનારાયણ લહેર કરશે, દેશે પુત્ર પરીવાર—પ્રીય૦
આદી નારાયણ આપ બીરાજે, સોભાનો નહીં પાર—પ્રીય૦
ગોપાલલાલ અતી મનહર, જગતના આધાર–પ્રીય૦
ગોવરધનધારી, પાપવિદારી, સાહે થાઓ આવાર–પ્રીય૦
ધોવારકાંનાથ, રાખો સાથ, કરગ્રહો કીરતાર–પ્રીય૦
લક્ષમી માતા, સુખના દાતા, વંદુ વારંવાર–પ્રીય૦
કુંવર કલ્યાણ કૃપા કરશે, કષ્ટને હરનાર—પ્રીય૦
ભાવેશ્વર ભય ટાળશે, ભીડ ભંજનહાર–પ્રીય૦
કોટેશ્વર અતિ દયાળુ, જગના રક્ષણહાર—પ્રીય૦
કલ્યાણેશ્વર કામના પુરે, ફેર નહિ લગાર–પ્રીય૦
ચપલેશ્વર ચીંતા ભાંગે, મારા આધાર–પ્રીય૦
ગયાકુંડમાં સ્નાન કીધાથી, સેજે તરે ભવપાર–પ્રીય૦
શેણબારી પાપને ટારી, શરીર શુદ્ધ કરનાર—પ્રીય૦
નારદ લેટણમાં લેટવાથી, ન થાય ખર અવતાર–પ્રીય૦
જગદાદાને નમન કરવાથી, સેજે તરે સંસાર–પ્રીય૦
મહાપ્રભુની બેઠક સારી, પ્રેમે કરો નમસ્કાર–પ્રીય૦
રૂપકુંડ અગ્નીકુંડ ગુપ્ત રહયાં છે, સમરો શ્રી આધાર–પ્રીય૦

રામગુફા લક્ષમણગુફા; શેષગુફા નિરધાર—પ્રીય૦
સનતકુમારના દરશન કરો, જ્ઞાનને આપનાર—પ્રીય૦
સીતાકુંડ, રામકુંડ, ભયને હરનાર—પ્રીય૦
નીલકંઠ મહાદેવ બીરાજે, કંઠે પુષ્પના હાર—પ્રીય૦
નારાયણ શરજીમાં સ્નાન કીધાથી, પાપ ભસ્મ થનાર—પ્રીય૦
હનુમાનજી ગરૂડજી મિંદરમાં સોહે, ઉભાછે છડીદાર—પ્રીય૦
સર્વ દેવને વંદન કરો, ભાવે કરી આવાર—પ્રીય૦
મનની કામના ત્રીકમજી પુરશે, પ્રાણ તણા આધાર—પ્રીય૦
પ્રેમે પુજન પ્રદક્ષિણા કરો, બોલો જેજેકાર—પ્રીય૦
દાન પુન્યને ધર્મ કીધાથી; મોક્ષ ફલ મલનાર—પ્રીય૦
બ્રહ્મભોજન ભાવે કરો, સદગતી દેનાર—પ્રીય૦
શ્રધા રાખીને દરશન કરો; મુક્તિ તણા ધોવાર—પ્રીય૦
દયારામ શર્મા વિનતી વદેછે; કરે દેવને પ્રણામ—પ્રીય૦
ભાવ ધરીને જે કોઇ ગાવે, વૈકુંઠે જાનાર—પ્રીય૦
રોહાવાસી, પ્રભુ પુરો આશી, સર્વનો કરે નિરવાણ—પ્રીય૦

## ૯૨

## દોહરા.

ત્રીકમરાય કૃપાકરી, પુરો મનની આશ;
ભક્તજનો ભાવે ભજે, રાખો તમારી પાસ. ૧
દયા લાવી દીલને વિશે, મેર કરો માહારાજ;
દાસજનો અતિ વંદેછે, રાખો ભકતોની લાજ. ૨

## ૯૩

### રાગ—સોહી.

સાંજ પડેને સાધુ આવે, નમી લાગે પાએ;
ચરણામૃત લઇ કરીને રાજી ઘણું થાઉ, વારી જાઉ રાજી ઘણું થાઉ.
શંખોધારી, બેટમાંએકોએ વાંકડા ત્રીકમરાએ બીરાજે;
નારાયણ શર તીરથમાં એકોએ વાંકડા ત્રીકમરાયે. ૧
સેવક તારી સેવા કરે, નીત્ય ઉઠી નાવું,
ચાર ટાંણા તારી ઝાલર વાગે, ચાર ટાંણા તારી ઝાલર વાગે;
ઝાલરનો જંણકાર વારી જાઉં;
શંખોધારી બેટમાંએકોએ વાંકડા ત્રીકમરાય બીરાજે;
નારાયણ શર તીરથમાં એકોએ વાંકડા ત્રીકમરાએ. ૨
સાંવરી સુરત મધુરી મુરત, સીધાસન બેઠા;
પીડાવાગા પહેરીને વાલો, નિત્ય નવા સુંગાર. ( ૨ )
વારી જાઉં ( ૨ ) શંખોધારી બેટમાંએકોએ० ૩
અષ્ટસીધી નવનીધી ચરણે આંટા ખાએ;
કુડા તારા સમખણે તે જડબુટેસે જાએ—વારી જાઉ० ૪
ગુરૂ પ્રતાપે ગાએ સંતો, દરશન દીઓ માહારાજ;
અમને આશાછે તમારી, મોટા છો માહારાજ—વારી જાઉ० ૫

૯૪

પદ.

જલકત જામા પગ પચરંગી, ઓઢત શાલદુસાલા,
શંખ ચક્ર ગદા પદ્મ બીરાજે, ગલે મોતીનકો હાર;
સામજાંખી બની હે—દોઢ.
માધવરાએકે મિંદરમેં દેખો જાંખી બની હે,
ચાર ભુજા તેરે કડા બીરાજે, બાંહે બાજુબંધ;
શ્યામતારે બાહે બાજુબંધ.
મોર મુગટ મકરા શીર સોહીએ, પુનમ જેસો ચંદ,
શ્યામ જાંખી બનીહે.
પાએ પદ્મ અંગોઠી સોહીએ, સોહીએ ઘુઘરી સાલ;
ચરણ કમલમેં તુલસી વંદે, ગલે પુષ્પ કે હાર—શ્યામ.
ચાર ભુજા તેરે સુંદર નાસીકા, ભ્રગુટી વાંકી સોહાએ;
ભાલ તીલકમેં ટપકી સોહીએ, પંચરંગી પાગ—શ્યામ૦
સીંહાસનપર ગરૂડ બીરાજે, ગવરી ગણપતી પાસ,
ત્યારે ગવરી ગણપતી પાસ;
આસપાસ દરશનકું આવે, ગાવે તોરા દાસ—શ્યામ૦
ચાર પોર તેરી આરતી વાગે, વેલી મંગલા હોત,
શ્યામ, તેરી વેલી મંગલા હોત;
આશપાસ તેરી સભા બીરાજે, જગમગ જેસી જોત—શ્યામ૦
બપોર તેરા રાજ ભોગ આવે, વેલા રાજ ભોગ આવે;
પાન સોપારી બીલડી આપુ, જગમગ જારી પાસ—શ્યા.

ઘડીઘડી ઘડીઆલા વાજે,વાગે નોબત ઘંટ; શ્યામ તેરે વાગે નોબત ઘંટ
નકચક શોભા નિરિખતાં, મટે કાલકો બંક—શ્યામ.
ચાલો મનહર અંજાર જાઇએ, જાઇએ માધવરાએ;
જેસા દરશન ધોવારકામેં, તેસા અંજારમાંએ—શ્યામ.
દેશ દેશથી જાત્રુ આવે, આવત જાવત બંક, આવત જાવત બંક;
આવત જાવત બંક.
સુર કહે ડાકોરકી સોભા, ડાકોર જેસા વંક—શ્યામ.

૯૫

## કીરતન

( કાચું કાચું જીવન સાચું જાણુમાંરે—એ રાગ )

ત્રીકમ ત્રીકમ ત્રીકમ તું નિત્ય ભજીલે;
નિત્ય ભજીલે પ્રભુ ધ્યાન ધરીલે—ત્રીકમ૦
ભવના બંધન પ્રભુ છોડાવે, આવે નહિ અવતાર;
ત્રીકમ ત્રીકમ મુખથી રટીલે, પામે ભવ જલપાર—ત્રીકમ૦
સંસાર સઘળું જુઠું જાણો, મનમાં રાખો ત્રાસ,
અધમ ઓધારણ એજ એકછે, પુરે મનની આસ—ત્રીકમ૦
મોહમાયામાં ભુલી ગયોને, રાખેયો નારીસે પ્યાર;
નારી પ્યારી કામ ન આવે, અંતે દુઃખ કરનાર—ત્રીકમ૦
મનની તૃષ્ણા દુર તજીદે, રાખ પ્રભુમાં ધ્યાન;
પાપ કર્મથી એજ છોડાવે, મુકીદે તું માન;—ત્રીકમ.
દયારામ શર્મા વિનતી વદેછે, કર પ્રભુ સાથે પ્રીત;
સંસાર સાગર સેજે તરાશે, એક મનને જીત—ત્રીકમ.

૯૬

રાગ—ટપો.

કચ્છ દેશમાં નારાયણ શરોવરછે રે લોલ,
બીજા ત્રણ શરોવરથી અધીક, કચ્છદેશમાં નારાયણ,
શરોવરછે રે લોલ.

શ્રીમદ્દ ભાગવત ચતુરશ સ્કંધમાંરે લોલ,
એને માહાતમ વરણ્યો ન જાય—કચ્છ૦
નીર ભર્યાં અતીજલ સોભતાંરે લોલ,
તેમાંકીઆ શરોવરની છે પાર;
તેમાં નારાયણ શરોવરની છે પાર—કચ્છ૦
જુકતે જોડી શ્રી આદી નારાયણની શોભાતી રે લોલ,
પાસે કુંવર કલ્યાણ નંદ ગોપાલ લાલ—કચ્છ૦
આવી હોરી દીવાળી ઢોકડીરે લોલ;
ઉડે ચુવા ચંદન અંબીર ગુલાલ ફેર—કચ્છ૦
એક રામ સીતાને લક્ષમણ બીરાજ્યારે લોલ;
ડાએ અંગે લક્ષમીજી સરૂપ—કચ્છ૦
ગોવીંદ્ર દાસે તે ગીરવે ઓધાર્યારે લોલ;
ત્રીકમરાયકે સામે ધોવારકાનાથ—કચ્છ૦
જે કોઇ ગાએ સીખે ને, સુણે સાંભળેરે લોલ;
તેને હોએ જો વૈકુંઠવાસ—કચ્છ૦

૯૭

( માજી આનંદી આનંદ આપો તમે—એ રાગ. )

કરો ત્રીકમજીની ઝાંખી તમે, (૨) ઝાંખી કરો પ્રભુની ઝાંખી કરો
હાં હાં. કરો ત્રીકમજીની ઝાંખી તમે.
પ્રેમે પુજન કરો, ચીંતાને દુર કરો,—હાં હાં કરો.
જનમ સફલ જાણો, દુષ્ટોને દુર હણો;—હાં હાં, કરો.
ક્રોધનો ત્યાગ કરો, પ્રભુનો ધ્યાન ધરો;—હાં હાં, કરો.
પ્રભુમાં ઇચ્છા રાખો, મુખે સત્ય ભાંખો;—હાં હાં, કરો.
નમન નિત્ય કરો, સીંધુમાં સ્નાન કરો —હાં હાં, કરો.
દયા વદે આજ, ઇશ પુરે કાજ.—હાં હાં, કરો.

૯૮

રાગ—ઉપરનો.

થાસે ત્રીકમજી સાહે સદા, થાશે ત્રીકમજી સાહે સદા;
થાસે સાહે સદા થાસે સાહે સદા.—હાં હાં, થાસે.
તનના તાપ ટારે, ચડેછે નિત્ય વારે.—હાં હાં, થાસે.
અષ્ટસીધી આપે, પુર્વના પાપ કાપે.—હાં હાં, થાસે.
ભાવ મને ધરો, ગર્વને દુર કરો.—હાં હાં, થાસે.
પ્રભુથી પ્રીત કરો; ભજન ભાવે કરો.—હાં, હાં થાસે.

# * જીમણ-સંગ્રહ.

૯૯

## જીમણ.

પ્રથમ સમરૂં સારદ માત, જયદેવી જુગદંબે માત. ૧
શીશ નમાવી જોડી હાથ, બાંધું છું બાંધણ પ્રખ્યાત. ૨
ઉમયા સુતછે ગુણ ગંભીર, જેના કારતક સ્વામી વીર. ૩
અન્નપૂર્ણાને લાગું પાય, માત સરસ્વતી થાજો સાય. ૪
વરકન્યાનો કહું આખ્યાન, સભ્યજનો શુણજો દઇકાન. ૫
લગ્ન તણું થયું આરંભ, જુગતે રોપ્યાં માણક થંભ. ૬
વેદી બહુવીધ બાંધી સાર, બ્રાહ્મણ વેદ કરે ઉચ્ચાર. ૭
તેડી બેસાડયાં વર રાય, તલજવ ગ્રતગણું હો માય. ૮
સુંદર ગીત ગાયછે નાર, તેને હૈડે હરખ અપાર. ૯
થંભ ચોરીનાં બાંધ્યા ચાર, ફેરાં ફર્યાંછે નરનાર. ૧૦
જુગતે જમાડીછે જાન, દીધાછે આદર સનમાન. ૧૧
શાભુ શીરો અતી સવાદુ, ગોળ ખાંડ બુંદીનાં લાડુ. ૧૨
છપન ભોજન છત્રીશ શાક; જીમતાં જીમતાં પામે થાક. ૧૩
પેંડા બરફીને દુધપાક, પીરસ્યા છે વીધ વીધના શાક. ૧૪
હલુવોને જલેબી શાર, ભજીઆનો છે સ્વાદ અપાર. ૧૫
શેવ ચણાને પાપડવડી, દહી લોટની કીધી કડી. ૧૬

* ભજન ભુષણમા વિશેષ જીમણો છે માટે ત્યા વાંચવા.

છુટા અનઆતમ દેવ, છુટા ગગનશાટા શેવ. ૧૭
છુટા લાડુને કંસાર, છુટી જલેબી મોનથાર. ૧૮
છુટા પાપડ શેવ શવાઇ, છુટા વરરાજાનાં ભાઇ; ૧૯
છુટા શીરો ચોખા દાર, બાંધુ છું બંધણની નાર. ૨૦
છુટો વરરાજાનું થાર, જીમો અંતરનાં આધાર. ૨૧
કહે કુંઅરજી સુણજો જાન, છે ઉત્તમ કન્યાનું દાન. ૨૨
વીધીએ રચ્યો જગમંડાણ, શહુનાં પ્રભુ કરજો કલ્યાણ. ૨૩

૧૦૦

જીમણ

પ્રથમ ગણપતી લાગુ પાય; શુદ્ધ બુદ્ધ દેજો સારદમાય;
પેલું જ્યારે સગપણ થાય, કોરી બારૈયો જલાય. ૧
પછી મીઠાઇ કેરીવાત, શુભ મુહુર્ત જોઇ સાક્ષાત;
તેને ખીર પીણું કહેવાય, વરવાળાને માન અપાય. ૨
તે આપે કન્યાનો બાપ, તેથી વધે સરવનો આપ;
પછી લગન કરવા ઢીલ થાય, પછી વિવા નકી કરવા જાય. ૩
ગુરૂ સૂરજ ચંદ્રબળ જોય, તેથી વિધી એકનવ હોય;
એવા જોશી જુએજ જોષ, ટળે જેથી સઘળા દોષ. ૪
સુમુર્તા શુભ મૂરત જોઇ, માળા ચંદ કરે સૌ કોઇ;
ખારેકને વળી શ્રીફળ પાન, વિવાહમાં જોઇએ સામાન. ૫
સેવઅને પાપડ સૌસાર, વધામણી એ ઘરમોઝાર;
સગા સ્નેહીને કંકોત્રી વડે, તેડે ખબર વિવાહ પડે. ૬

વસ્ત્ર ભૂષણ કરે તૈયાર, સજે નારીનર સૌ શૃંગાર;
વર પિતુ ઘર સર્વકો જાય, જમી રમીને મંગલ ગાય. ૭
વાજાં વાગે વિવિધ પ્રકાર, ગીતગાયછે મંગળ નાર;
ઘોડાં ઉંટને ગાડા બેલ, તે ઉપર જાનૈયા છેલ. ૮
બહુ શોભે વરરાજા આપ, જાનૈયા તેમ વરનો બાપ;
જેવે જાન પાંદરે જાય, વેવાઇઓને માલમ થાય. ૯
વધામણીની પોચે વાત, કન્યા પિતુ થાએ રળીઆત;
જાન સર્વ ઉતારે જાય, નાત હેતુને જાણુજ થાય. ૧૦
સામૈરાની વેળા થાય, જાનીમાની ભેગા મળિ જાય;
માનુની મંગલ ગાય ગીત, સૌના મનમાં ઉપજે પ્રીત. ૧૧
ગલાલ કેસર છાંટણુ થાય, ઘોડો ચડીવર તોરણુ જાય;
વર પોંખ્યાં છે રૂડી રીત, સૌના મનમાં અદકી પ્રીત. ૧૨
વિપ્રો વેદ ભણેછે ઘણાં, આનંદ ઓચ્છવમાં નહિં મણાં;
વરકન્યા પરણી ઉતર્યા; પેટ દુધ શાકરથી ભર્યા. ૧૩
જાન જમવાની કહુ છું રીત, સાંભળજો સૌ ધરીને પ્રીત;
જમાડવા પછીથી જાન, એક બીજાને કરતા શાન. ૧૪
આવી જાન જમવાને જ્યારે, રૂડાં આસન મેલ્યાં ત્યારે;
તે ઉપર બેઠાછે સહુ, જાનૈયા તેડયાછે બહુ. ૧૫
ભોજન પીરસ્યા છે અતી ઘણાં, કરૂં વખાણ શું હું તે તણા;
વેવાણ બોલે મીઠા બોલ, તે સાંભળીમત થાએ ઢોલ. ૧૬

સર્વ જીમેછે રૂડી પેર, ખીર ખાંડને ઘૃત;
લાડુ જલેબી મેસુપાક; ઘણી જાતના પીરસ્યાં શાક. ૧૭
ઘેબર બરફી પેંડા સાર, ગગનગાંઠીયાં છે નિરધાર;
સેવો લાડુ મગદળ ગણ્યાં, શીરામાંહી નથી કાંઈ મણાં. ૧૮
નામ જમણનાં કેટલા કહીએં, તેટલા ક્યાંથી અમારે હૈયે;
મિઠાઇને ફરસાણો સાક, આથાંણાનો આડો આંક. ૧૯
જમતાં જમતાં વાધે પ્રીત, વેવાણો ! બાંધે શીરીત;
પણછે આપણી નાતની રીત, બંધણથી તો વાધે પ્રીત. ૨૦
જે બંધણ બાંધ્યું છે તમે, રાજી થઇ છોડશું અમે;
છુટા ભોજન સર્વે શાક; છુટા ભત ભાતના પાક. ૨૧
છુટા ખાંડ સર્કરા ખીર; છુટા આથાણાં નિર્મળનીર;
છુટા ભાંત કમોદી સાર; છુટી કઢી તુવરની દાર. ૨૨
છુટા જાન જીમતાં સહુ; નામ લીએ પળજાય બહુ;
એ બંધણ છોડયું અમે; હવે વેવાઇ જમાડો તમે. ૨૩

૧૦૧

જીમણ.

સેવું શિવસુત હું સુખકરણ, દુઃખ દરિદ્રને સંકટ હરણ;
શંભુ સુતને લાગુ પાય, વરકન્યાને રહેજો સાય. ૧
ઉત્તમ લગનજ પુછ્યું જાણ, પંડિત બોલ્યા તે મુખવાણ;
વરકન્યા કો પિતુ માત, પરમાનંદ પામ્યા સૌ સાથ. ૨

આવી જાનજ યુકતેધાર, વરત્યો ત્યાંતો જેજેકાર;
કોકિલ કંઠે ગાવે નાર, જ્ઞાતિયુથ મળીનેજ અપાર. ૩
મળિયા જાની વારંવાર, વાગે ઢોલ સરણાઇ સાર;
છત્રી નાદો ગાજે જ્યાંહીં, કુલદેવતા સમર્યા ત્યાંહીં. ૪
ગોડે બેઠા ગુણ ગંભીર, ચોરે ઉતર્યાછે વીર;
ગોડે લુણ બ્હેન સોભાય, આવ્યા તોરણીએ વરરાય. ૫
સાસુ પોંખે પ્રીતીબાઇ, વિપ્ર વચન વદેછે ત્યાંયીં;
સ્વસ્તિ વાચન બોલેછે અતિ, તેમ મણાન વરરાજામાં રતી. ૬
ફેરા ફેરવીઆ છે ચાર, રૂષિ મંડળને પુજે સાર;
કન્યા પિતુ બેસાડે જાન, જમાડી ભોજન દેછે માન. ૭
બાજોઠ ઢાળયા છે જુકતે કરી, જળ લાવ્યા જે સુગંધે ભરી;
હાથ ધોઇને બેઠા સહુ, જમતાં સ્નેહ વાધ્યો બહુ. ૮
ચતુર ચપળા બાંધે બંધ, છોડે જાની બાળ સંબધ;
અવલ એક આરાધું અન્ન, જેથી જગના જીવે જન. ૯
છુટા પાક બનાવ્યો જેહ, ગગન લાડુને સાટા તેહ;
ચણા કચોરી છુટી દાર, છુટા શાક પાક આચાર. ૧૦
ઘેબર ગુંદી મોતીચુર, છુટા જળ જમુનાનાં પુર,
કાથો ચુનો લવીંગ પાન, જાનૈયાને આપ્યું માન. ૧૧
છુટા કચ્છી કંઠા ચાર, સિંધ હિંદને વળી હાલાર;
છુટા દેશી વિદેશી સર્વ, ઉતર્યા અભિમાનીના ગર્વ. ૧૨

છુટી આવી વરની જાન, જમતાં આપ્યું અન્નને માન;
અન્નદેવને લાગું પાય, પ્રેમે પુજું શંકરરાય. ૧૩
ગુરૂ દેવને કરૂ પ્રણામ, લક્ષ્મી નારાયણ આપે આરામ;
જમો જાનીછે આપણી જીત, સત્ય બોલું અસલની રીત. ૧૪

### દોહરો.

વર કન્યાની સર્વદા, મનની પુરો આશ;
શુભ કરજો શ્રી તેમનું, નારાયણ મન આશ.

### ૧૦૨

### જીમણ.

સમરૂં દેવ પ્રથમ ગણપત, સોયનર સેવતાં સરસ્વત;
સમરૂં સારદાજી માય, વાણી કરો નાથજી સાય. ૧
પરણે વરને કન્યાય, આનંદ અતિ ઓચ્છવ થાય;
મગાવ્યાં મે માણક સ્થંભ, જડયાં હીરાને માણેક. ૨
ચોરી થંભ વાંધ્યા ચાર, પધાર્યા વર કન્યા નિરાધાર;
ભણે વેદ વિપ્ર સાર, માનિ જ્ઞાન કરો વિસ્તાર. ૩
આવ્યા વર તણા મોસાલ, ફેરા ફરાવ્યાં છે ચાર;
કીધી જીમણ તણી મંડાણ, વરના તાતને થઇ જાણ. ૪
તત્પર જાનૈયા કીધા તૈયાર, વંકડા મુછડા ચડયા હજાર;
આગલ નગારા નોબત વાજે, ઢોલ દદામાં જુગતાં ગાજે. ૫
આવી મલે મંડપ મોઝાર, જુગતે બેઠા છે નિરધાર;
ઝારી જલ તણી સોહીએ, કે દેખી મનડા મોહએ. ૬

ઢાળ્યાં બાજોઠ છે સાર, મેલ્યાં ગોઠણી આ અપાર;
લાવ્યાં સુવર્ણ કેરાં થાર, સોહીએ વાટકડા ની હાર. ૭
પીરસ્યાં છે પકવાનને ખાંડજ સાર, ખોબલે ખાંડને ઘૃતની ધાર;
ગેવરમેવર ને સેવૈયા લાડુ, પેંડા બરફીને સુધા સુવાદુ. ૮
ઢાળયા પાક તે સર્વે સાકરીઆ, એટલા વાનાતો વેવાણથી ન બધાયાં;
બીજાં શાક તેરશોઇ જાણ, શારી તે કરૂં તેના વખાણ. ૯
કેરી કર બુટી લીંબુ તે જાણ, દુધ ચોખાને દીધું છે માન;
પાપડ લાવ્યાં છે ઘીમાંજ તરી, અથાણાં લાવ્યાં છેદાબલા ભરી ૧૦
વરને સસરે ધુમ મચાવી, જમણ જમતાં ખીચડી સારી;
જાન જમતાં જાનૈયા હરખ્યાં, ગીત ગાંતાં વેવાણે પરખ્યાં. ૧૧
સોના સાંકળી હીરની દોરી, બંધણ બાંધેછે તે વેવાણ ગોરી;
ચતુર જાનૈયા જુઓ વિચારી, જમણ છોડું તે જુગતેધારી. ૧૨
છુટા ભાણ ભોજન નિરધાર, છુટા કુંચીના કોઠાર;
છુટી દાળમ કેરી કલી. છુટી પ્રથમ દેવ પૃથ્વી. ૧૩
છુટી મગધને બંગાળ, છુટી ખુરાસાણ વિલાત;
છુટી ઉજ્જણી ગાદી વીર, છુટા સીંધ દેશના વીર; ૧૪
છુટા વીર પાટણ સુલતાન, છુટા લાહોરને મુલતાન;
છુટા કચ્છને મારવાડ, છુટી જામ તણી હાલાર. ૧૫
છુટા મુનરો શેહેર સારો, જોકો શાણુખારીવારો;
છુટા મડે જો માસ્તાન, જંકે ચૈંશે હેજોમાન. ૧૬

છુટો નીલો શહેર અંજાર, જેકે કોય મઢીજાગાર;
છુટી ભુજજી બાજાર, જેજી સોભા જેનાંયપાર ૧૭
છુટો વરરાજા જોભા, જોકે કરે ગુલાલ જોધા;
છુટો વરરાજા જોપે, જેકે ઝાણેસઝોડે. ૧૮
છુટો વરરાજાજો મામો, જો કોદેમોસાળો સામો;
છુટી રધણ વારીજે, જેજી ચતુરાઇ જેનાંયછે. ૧૯
જે કેધી શણગારે દીજે, તેજા જમણકી બંધજે;
ખીર ખાંડ કટોરે નાંખી, છુટો જમણ દીપક સાખી. ૨૦

૧૦૩

જીમણ.

જયદેવી આનંદ સ્વરૂપ, કરી રચના જગની અદ્ભુત;
જમન કરી કરજો સાય, ઇચ્છા પુરી કરજો માય. ૧
બંધન છોડવાની મન આશ, વિજ્ઞપ્તી છે જગ અવિનાશ;
જયજય જગજનની આજ, આરંભું હું મારૂં કાજ. ૨
મિથિલા પુરીનો રાજા જેહ, જનક વિદેહી નામે તેહ;
નીતી ધર્મ ચલાવે રાજ, જ્ઞાનિ મહાપુન્યની પાજ. ૩
સીતા નામે કુંવરી એક, બળભાગીને બહુ વિવેક;
મહારૂપ ગુણનો ભંડાર, માહામાયાનો તે અવતાર. ૪
ઉમર લાયક પુત્રી થઇ, ભુપ તણે મન ચિંતા થઇ;
સુંદર જોઇ રાજ કુમાર, વિવાહ કરવા મન વિચાર. ૫

દુત મોકલી દેશો દેશ, મંગલ કુંમકુંમ પત્રી બેશ;
સ્વયંવર મંડપ તૈયારી, કરવા માંડી રચના સારી. ૬
ભીંતે સોનેરી ઢીલછાઈ, રત્નજડીત થંભ નવાઇ;
આરીસાની છત બનાવી, છબીઓ હારો હાર જડાવી. ૭
બહુરંગી ચિત્રો ચિતરીઆ, સુંદર તખ્તા ભીંતે જડીઆ;
કાશમીરી જીલ્લા પાથર્યા, સુંવાળાને જરીના ભર્યા. ૮
હીરેજડી ખુરશીની હાર, આસન નાંખ્યાં અપરંપાર;
સિંહાસન વચમાંહે રાખ્યો, મણી માણેક રચનાથી રાખ્યો. ૯
દેશ દેશના નૃપતિ આવ્યા, ચતુરંગી સેનાને લાવ્યા;
ઇંદ્રાદિક દેવોપણ આવ્યા, દાનવ સર્વે દળથી આવ્યા. ૧૦
સામૈયા સર્વને કીધા, હરખીત મનથી આદર દીધાં;
બેઠા આસન લાયક જોઇ, આનંદ સુખ દીસે સૌ કોઇ. ૧૧
મનમાં સીતા વરવા કાજે, હોંસ ગણેરી છાજે;
શબ્દ શોરથી મંડપ ગાજે, જયજય શબ્દો એક અવાજે. ૧૨
મંડપ શોભા ઉત્તમ બની, માનો તેજ કોટી દીનમણી;
ઇંદ્રપુરીથી અધિકી શોભા, વર્ણન કરતાં કવિજન થોભ્યાં. ૧૩
જનકરાય મુખથી બોલ્યાં, અભિપ્રાય અંતરપટ ખોલ્યાં;
ધનુષ્ય આજે નિચે પડયો, ચતુર કારીગરનો ગડયો ૧૪
ધનુષ્ય તો ઉપાડે જેહ, વરસે સીતાકુંવરી તેહ;
માટે જુઓ કરી તપાસ, સુરવીર રજપુતો પાસ ૧૫

વચન સાંભળી મન મુસકાઇ, તપાસ શું કરવી છે ભાઇ !
આહા જોય અભિમાન સ્વરૂપ, ઉઠયો બળી દશાનન ભુપ ૧૬
છેડો એક ઉપાડયો હાથે, છટકી પડયો નૃપને માથે;
નીચે ચંપાયો દશશીશ, ભુમી પડયો પાડે ચીશ ૧૭
સભામધ્ય ઉપહાસજ થયો, જંખવાઇ આસનપર ગયો;
નૃપતિ સર્વે વિસ્મય થયાં, મનમાંહી નિરાસજ થયાં ૧૮
થયું નહિ રાવણથી જેહ, કાર્ય અમે કેમ કરીએ તેહ;
શું ક્ષત્રિય બીજવીણ ધરણી થઇ, શું સીતા કુંવારી રહી. ૧૯
એવાં વચન જનકનાં સુણી, ઉઠયાં રઘુકુલનાં દીનમણી;
ધનુષ્ય ઉપાડી ઉંચો ધર્યો, મધ્યમાંહેથી કટકા કર્યો. ૨૦
શેષનાગ થડકારો વાગ્યો, અવની ધોસ ગગનમાં ગાજ્યો;
દેવ દુંદુભી વાજા વાગ્યાં, જયજયકાર અવાજે ગાજ્યાં ૨૧
પુષ્પતણી શુભ વૃષ્ટિ થઇ, જનકરાયની ચિંતા ગઇ;
આનંદસહ સીતાજી આવ્યાં, રામચંદ્ર વરમાળ પહેરાવ્યાં ૨૨
વરઘોડાની કરી તૈયારી, ગજ ઉપર કીધી અશ્વારી;
મ્યાના રથ પાલખીઓ છાજે, હેમજડીતકોતલો બીરાજે. ૨૩
ઘોડા ગાડીને સગરામ, ઢોલ નગારાને નિસાન;
બહુરંગી ઘોડાની ગાડી, હાથ સહિત શોભે અંબાડી ૨૪
બંદુકના બહારો બહુ થાય, જનની ભારે ભીડ ભરાય,
ચડી જુવેછે ગોખ અટારી, ભાવ ધરીને નમને નારી. ૨૫

વર રાજા તોરણપર આવ્યાં, સાસુએ મોતી થાલ વધાવ્યા;
કનક થંભ હીરાનાં જડયાં, રઘુનાથ વર ચોરી ચડયા. ૨૬
વશિષ્ટ આદિવેદ ભણેછે, રઘુવર પાણીગ્રહણ કરેછે;
માનુની ગાયે છે ગીત, મંગળ વર્ત્યા કુલની રીત. ૨૭
વર કન્યા શોભે બહુ ભારી, શક્તિ બ્રહ્મછે અવતારી;
જય જય શબ્દ આકાશે થયાં, આશિષ વચન મુખેથી કહ્યા. ૨૮
હવે જમાડવી છે જાન, અનેક નૃપ આવ્યા મેમાન;
ઢાળયાં બાજોઠ અતિ ઉમંગે, બેઠા મન ગમતાં સાથની સંગે. ૨૯
વાસણ સોનાનાં સર્વને આપ્યાં, ઝારી ભરીને સીતલ જલ રાખ્યાં,
પિરસ્યાં લાડુને પેડા પકવાન, સાટાસાકારીઆ આપી બહુમાન. ૩૦
તત્વ જલેબી ગેવર મોનથાલ, ઢાળયા મેસુપાક ઘૃતનીધાર;
માવો બરફીને ગગનગાંઠિયા, હલવો બદામો મોલા ગાંઠિયા. ૩૧
શીરો પુરીને બાસુદી તાજી, રાય પીરસેને થાય છે રાજી;
કેસર નાંખીને કર્યો દુધપાક, અનેક વાનાનાં પીરસ્યાંછે શાક. ૩૨
ભજીઆં રાઇતાં સેવને વડી, હોંસે પાપડ લીધાં છે તલી;
તુવર દાલને ઉમદાછે ભાંત, આદુ અથાણા અનેક જાત. ૩૩
અન દેવના દેવ કહેવાય, સુર અસુરમાંતે પુજાય;
બંધણ યોગ્યજ ગણેજ તેને, બુદ્ધિવંતનો કહી એજ એને ૩૪
છુટયા પાણી અનનાજે ભંડાર, છુટયા જાની બેઠા મલી હારોહાર;
છુટયાનેક વર રાજ મહા પ્રતાપી, છુટયા ભાગશાલી સંગ સાથી ૩૫
છુટી વાણી શ્રીવિષ્ણુ શર્મા તણીજે, જગત માત આપ દીજે સુરીતે.

## દોહરા.

વર કન્યાની સર્વદા, મનની પુરો આશ,
શુભ કરજો શ્રી તેમનું, વિશનજી એમન આશ. ૧
વર કન્યા અવિચલ રહો, વર કન્યા પીતુમાત;
જાનૈયા અવિચલ રહો, હરખ સહિત દીનરાત ૨

૧૦૪

## જીમણ.

બ્રહ્મ તનયાને લાગું પાએ, ગણંપતિ શંકર કરજો સાહે;
દ્વાપરથી ચાલ્યા જે ધરમ, તે કલીમાંહે કરેછે કરમ. ૧
જેવી જેના કુલની ચાલ, તેવો કાલ વરતેછે હાલ;
વિધી લાલાટે લખેઆ લેખ, કદી ન થાએ મીનનું મેખ. ૨
જેદી બાઇની કરી સગાઇ, ભેળા થઇ બેઠા છે ભાઇ;
તેદી ગોર ગયાંછે ઘેર, સેવક માથે કરવા મેર. ૩
જજમાને જોડયા છે હાથ, કુટુંબ કબીલો ઉભો સાથ;
ચરણ ધોઇ ચરણામૃત લીધું, ગોર સંગાતે ભોજન કીધું. ૪
બાઇ આપણી થઇ છે મોટી, લગન કરવામાં શું છે ખોટી;
આઠ વરસનું કન્યાદાન, તે વિવાછે ગવરી સમાન ૫
અગીઆરમું વરશ પુત્રીને થયું, પછેપુછવાનું કાંઇ નવ રહયું;
કન્યાકાલ કન્યાનુ જાએ, પાછળથી શું સારૂં થાએ. ૬

અશ્વ જગનછે જગમાં જેવો, કન્યા દાનનું ફલછે તેવો;
આ છે વાત વેદમાં ખરી, ગયો અવસર નહી આવે ફરી. ૭
ગોર આપણે કહે છે એમ, કંથ આપણે કરશું કેમ;
સારા કુલમાં કરી સગાઇ, આનંદ પામ્યા બેવેવાઇ. ૮
જોશીએ લગન પત્રીકા આપી, પુજા કરી ઘેરમાં થાપી;
અવલમાં ખીર પણું થાએ, ખીરખાંડ ઘૃત ભાંત ખવાએ. ૯
પ્રથ પુજ્યા ગનપતી જગદીશ, પછે પુજ્યારાણુંલના ઇશ;
દાઉ ગનપતી એકજ નામ, સહુના પુરણ કરજો કામ. ૧૦
વાજે વાજાને નિશાન, કોઇ નહી વચન સાંભળે કાન;
ચોરી ઘેરથી બાંધી બાર, મંગલતા વર તાણા ચાર. ૧૧
વર રાજાને આગલ કરી, જાન જમવાને બેઠી વરી;
પ્રથમ પાતલ દડીઆ દીધા, માનીએ થાલ હાથમાં લીધાં. ૧૨
અવલ એક આપ્યા આચાર, રાઇતા શાક કીધા તૈયાર;
ભિંડામાં ભરે આ સંભાર, ઉડદ મગ ચણાનીદાર. ૧૩
આપતાં કાંઇ ન લાગી વાર, સ્વાદ તણો નહી આવે પાર;
લાડુ લાપસીને કંસાર, સાટા ગગન જલેબી સાર. ૧૪
પાપડ જીણજીણી આ છે પોલ, નારી બંધણના બોલ્યા બોલ;
જાન મોહેછે અતિ હુશીઆર, બંધણ છોડવા થયાં તૈયાર. ૧૫
છુટા ઘઉ ચોખાને બાજર, છુટા ગુંદા ગીરમર ગાજર;
છુટી થારી પાતલ દડીઆ, છુટીદાર તુવરની છડીઆ. ૧૬

છુટા મગ ચણાના વડા, છુટા દોંડાને દહી વડા;
બાંધુ બેલ ઉપર બેસનાર, બાંધુ ગાયઘોડી વેંચનાર. ૧૭
બાંધુ પ્રીતી તણાં તોડનાર, બાંધુ લોભી અતિ નરનાર,
બાંધુ ચુગલીના ખાનાર, બાંધુ પરનિંદા કરનાર. ૧૮
બાંધુ કપીલા પય પીનાર, બાંધુ ઉઠ ગરદભ ચડનાર;
બાંધુ પંગતી ભેદ કરનાર, બાંધુ કુવડ પુરૂશ નરનાર. ૧૯
શિવજી જે આ જગતમાં, આપશે કન્યાદાન;
તે જાશે વૈકુંઠમાં સાંભળ જો સહુ કાન. ૨૦

૧૦૫

જીમણ.

વંદો સારસ્વત મહીદેવ, સુરપતિ કરે તમારી સેવ;
લોહાણા ખત્રી ભણ સારી, કંસારા સોની સંસારી ૧
સારસ્વત છે સઉના ગોર, જજ માનનું જેને છે જોર;
પુત્રનું સગવણ કરવા ગયા, જમાઇ જોઇને રાજી થયા. ૨
વેવાઇ ગયા જોશીને પાસ, લગન તપાસી આપ્યું માસ;
કંકોતરી કંકુથી છાપી, ટેહુવાને તેડાવી આપી. ૩
પત્રિકા ઉપાડી હાથ, ઘોડી ચડવા લીધી સાથ;
અવલગોર ગઢ સીશે ગયા, રવા રોહામાં રાતજ રયા. ૪
સાંઐરા સુથરીને સાંધાણુ, વાંકુવાડાને વિંઝાણુ,
વરાડીઓને વારો પદ્ધર, વલ સરોને વાગો પધર. ૫

ઉકીર ઉગેડી ઉન ડોઠ, રાજણાંરે રતડીઆ ગોઠ,
બાએઠ વાડોને બાંભડાઇ, શણોસરો શએડી સાભરાઇ. ૬
વીરાણી વ મોટી બેહ, મોર જર માન કુવોછે તેહ,
ફરાધિઆ ફુલડો ફુલાએ, લઠેડી લાએજો લોદ્રાએ. ૭
ગોણી આસર ગોધ્રા ગોલાએ, ભાદઇ ભદ્રેસર ભોજાએ,
કોટડી કોટડોને કોડાએ, જડોદર જોઇને રાજી થાએ. ૮
બિબર બંદ્રોને બાંડીઓ, ટપર ઢુંઢાને ટોડીઓ,
બિટા બુટાને બેટીઆરી, ગંગોણ ગુંધારા ગુંદીઆરી. ૯
માંડવી મુનરો મસકામાંએ, દોણ દડશરી દીઠી ત્યાંએ,
નુંધે તડ નાંગરચો નરો, ખેડઇને ખાઉડો છે ખરો. ૧૦
મંઉવ મંજલને મગવાણું, તુમડી ત્રમોને તણું આણું,
અરલ અંગીઓને આરખાણું, મથલ માથકને મોખાણું. ૧૧
નેત્રા નાગીઆરીને નખ ત્રાણું, મુધુવા મોથાલો મુચમાણું,
આધોઇથી આવ્યા અંજાર, ભુજ થકી ચાલ્યા નરનાર. ૧૨
વાગુરાને વાંકી પત્રી, પાવરમાં પોચાડી પત્રી,
પત્રીકા પોચાડી દીધી, ટેલુવાએ બહુ દક્ષણા લીધી. ૧૩
સરસ રાગ શરણાઇ વાજે, ઢોલ નગારા નોબત ગાજે,
વર સારૂં શણગારી ઘોડી, શેવાલાની ઉભી જોડી. ૧૪
જરીદાર જામાંછે અંગે, સગા સંબધી ચાલ્યા સંગે,
વર રાજાને પુંખી કરી, નવગ્રહ પુજન કીધું વરી. ૧૫

કન્યા કાકો મામો ભાઈ, ફેરા ચાર ફરીઆ જમાઇ,
જાની સહુને આપ્યા ભાણા, શાક પાક રાઇતા અથાણાં. ૧૬
બરફી ચુરમુંને કંસાર, મગની કીધી છડીઆદાર,
ખુમણ ઢોકરાને દઇ થડા, પાપડ સેવ ગાંઠીઆ વડા. ૧૭
ભાત કુમુદી જીરાસાર, ઘ્રત કડી તુવરનીદાર,
કન્યા કોરની બાંધે નાર, જીમણ છોડે જાની જીમનાર. ૧૮
છુટા હવેજ હલદી હીંગ, છુટા સુરણ બટાશા સીંગ,
છુટા વરૂણ અગનીઅનદેવ, છુટા જાનૈયા તતખેદ. ૧૯
વર કન્યાના માતાપિતા, માની સંગાતે જાન,
શિવજી જુવતિ જનને, સુખ દે જો ભગવાન. ૨૦

## ૧૦૬

## જીમણ.

પ્રથમ પ્રભુને લાગું પાયે, માત સારદા થાજો સાયે,
શંભુ સુતનું સમરણ કરી, પદ બાંધ ન બાંધું છું ફરી. ૧
કામની કહેછે કંથને વાત, ઉત્તમ છે આપણી જાત,
દૈવે દીધા બાલક બેહ, પ્રાણથી અધિકા વાલા એહ. ૨
જો કુળવંતી કન્યા હોય, પુત્રનું સગપણ કરજો તોએ;
વાતું કરતાં વીતી રાત, ઉગો સુરજ થયો પ્રભાત. ૩
ગોર દેવને ઘેરજ ગયાં, હાથ જોડીને ઉભારયાં;
પુત્ર તણું પ્રભુ સગપણ કરી, વાડવ વેલાં વરજો વરી. ૪

જોશિ કન્યાજો વાજાએ, ભલા શુકન બ્રાહ્મણને થાએ;
ભેટયા બ્રાહ્મણ બે ભણનાર, જડબેડા ભરી આવતી નાર. ૫
શુકન જોઇને કર્યો વિચાર, કામ આપણું પડશે પાર;
ગોર ગયાં કન્યાને ઘેર, મારગમાં નહિ લાગી વેર. ૬
માત પિતાના માન્યા મન, વર જોઇને થયાં પ્રસન્ન;
ભાઇ ભાણેજા ભેગા કીધા, કોરીબાર દોકડા લીધા. ૭
બેકોરનાબે ગોરથાનાઇ, લાગા લગમાં લીધા જાઇ;
વીવાનો કીધો આરંભ, પાસે રોપ્યા માણુક થંભ. ૮
વેદી વેદ વિધાને બાંધી, ચોરીમાંહે ચલડી સાંધી;
નવગ્રહના પુજ્યા છે પાટ, વરરાજા બેઠાછે ખાટ. ૯
ખોબાં વાગા પેહેર્યા અંગે, લુણ ગુરી બેઠીછે સંગે;
વરઘોડો કીધો તૈયાર, પાછળ ગીત ગાયછે નાર. ૧૦
સેવાલા બેઠાછે ઘોડે, બેબે ચાલ્યા જોડા જોડે;
સગા સબંધી સોભે સાથ, તુરા બીડા લીધા હાથ. ૧૧
આગે છત્રીશ વાજા વાજે, ઢોલ શરણાઇ નોબત ગાજે;
હળવે હળવે ચાલ્યા જાયે, વર પોતાછે મંડપમાંયે. ૧૨
ટીકો બ્રાહ્મણ ભણેયા જ્યારે, વર તોરણે ઉભો ત્યારે;
પ્રીતે પોખે કન્યા માત, આભ્રણ પેર્યાં નવને સાત. ૧૩
વરકન્યાને લાવ્યા તેડી, બેઉની બાંધી છેડાછેડી;
રૂપા મોર બંધાવી છેડે, માતપીતા બેઠાછે કેડે. ૧૪

સાઠ અક્ષરનો આવ્યો સમે, ગોરજ વેળા સૌને ગમે;
વરને આપ્યું કન્યાદાન, દીધોછે તુલશીને પાન. ૧૫
બાંધ્યા સ્થંભ ચોરીના ચાર, ફેરા ફરેયાં નરને નાર;
ફોલાણું ફેરાવ્યું સાથે, ગોર કરી વરકન્યા માથે. ૧૬
સાસુ લઇ આવી કંસાર, થાર મુખીને આવ્યાં બહાર;
જ્યારે જમવા આવી જાન, કન્યા બાપે દીધાં માન. ૧૭
આગલ પાછળ પંગત કરી, બેઠા ચાર દીશામાં પરી;
પાણી લઇ ધોવરાવ્યા હાથ, પાતલ દડીઆ દીધા સાથ. ૧૮
પહેલા ઉઠયા પીર સણહાર, અવલ એક આપ્યા આચાર;
કોચલાને કાટીંબા કરી, તેલ મીઠામાં લીધી તરી. ૧૯
સાત ભાતનાં ભજીઆ કીધા, કેલ ફલીના રાઇતા દીધા;
સેવ ગાંઠીયા પાપડવડી, દહી લોટની કીધી કડી. ૨૦
ભાજી ભિંડાને વણતાક, કંટોલાનાં દીધા શાક;
તુવર મગ ચણાની દાર, બાટી ચુરમુંને કંસાર. ૨૧
મોનથાળને મેસુપાક, બાસુંદી બરફી દુધપાક;
સાટા જલેબી ખાજા ઘણા, માલપુડામાં છે કાંઇ મણાં. ૨૨
શાણુ સીરો અતી સવાદુ, ગોળખાંડ બુંદીનાં લાડુ;
શિવજી વ્યાસની આવી ટેવ, આદીમાં છુટા અનદેવ. ૨૩
છુટા વીધી લેખ લખનાર, છુટા સગપણના કરનાર;
છુટા ખેતીના ખેડનાર, છુટા ભાણેજે ભીરનાર. ૨૪

છુટા વિપ્ર વેદ વાંચનાર, છુટા ધરમધુરી ધરનાર;
છુટી મુંબઇને મલબાર, છુટો કાછો સચરાચાર. ૨૫
છુટા જમણના છોડનાર, બાંધુ બંધણની બંધનાર;
છુટા શાક પાક પકવાન, છુટી વરરાજાની જાન. ૨૬
બ્રહ્માને કહેછે ભગવાન, ઉત્તમ સૌમાં કન્યાદાન;
આશીરવાદ અમારી એમ, વરકન્યા રહેજો કાયેમ. ૨૭

૧૦૭

જીમણ

ગણપતીને હું નામું શિશ, વિઘન હરો વિષ્ણુ અજઈશ;
લગન સબંધી કહુછું વાત, થાજો સાયે સારદ માત. ૧
વેવાઇ ચાલ્યા છે સાથે, શ્રીફલ જોડી લીધી હાથે;
જોશીએ જોયા જોશ, કાંઇપણ નથી લગનમાં દોષ ૨
કંકોતરી લખાવી લીધી, ગોર થાનાઇને શોંપી દીધી;
ભેજણના છે ઘોડા બેહ, ઉપર બેસી ચાલ્યા તેહ. ૩
કંકોતરીમાં જે જે ગામ, તેના સૌ સાંભળજો નામ;
લખપત લાયા પુર લૈયારી, કપુરાસી કેરો કૈઆરી ૪
કોરીઆણી કોટિશ્વર કેવો, નારાયણ સર છે પાસે તેવો;
મડમોતા સુરૂ સુંદાન, મોખરામાંહે મલીયું છે માન. ૫
અરંઢાને બૈઆવો બેર, બારો બિદડા વિંગાબેર;
ખરોદો ખુડી ખાનાએ, ધારેસી ધુફી ધુનાએ. ૬

ભાડરે ભાચુડાં ભાનાડો, ઓસ્તીઆ અઇડા છે એનારો;
ખારઇને પોંભડી છે ખરી, વાઇઓર વરસર વરસુંવરી ૭
જખઉ છે પણ જોયા જેવી, તરાવટી તેરાની તેવી;
નલીઆમાં ન્યુનતા નથી, કેમ કહું કોઠારો કથી ૮
આપો છે અબડા સો એવો, બની માક મોડાશો તેવો;
કંઠીમાં કુઓ કોકલીઆ, દેશલપુર દુમરો દેઢીઆ ૯
પત્રી આપી હાથોહાથ, કુટુંબ લઇને ચાલ્યા સાથ;
સેવાલા સણગારયા સહુ, વરઘોડું બનાવ્યું બહુ ૧૦
સાસુએ સજ્યા સોળ શણગાર, જમાઈ પુંખવા આવ્યાં બાર
વિપ્ર વેદનો કરે ઉચ્ચાર, ચોરી ફેરાં ફરેઆં ચાર ૧૧
સપ્ત પદીનું પુજન કીધું, કન્યા દાન જમાઇને દીધું;
જ્યારે જાન જમવાને જાહે, વર બેઠા છે મંડપમાંહે ૧૨
કલશ કટોરા કોપર થાર, માનિએ મેલ્યા તેણીવાર;
ચપલ ચતુર પીરશણહાર, નિમક ચટણી રાખી લગાર ૧૩
કેરાં કવરી કેરી કુંવાર, રાઇતા શાક મેલ્યા બેચાર;
પાપડ વાલ વટાણા વડી, ચણાંદાર મગ ચોરા ફરી ૧૪
સાટા ગગન જલેબી લાડુ, બાસુંદી બરફી બહુ સ્વાદુ;
સુતરફીનના લીધા થાલ, મગદળ મેસુને મોનથાલ. ૧૫
ભાતમાહે છે તજ લવીંગ, ખાતા સહુને થાએ ઉમંગ;
બંધન બાંધવા બેઠી નાર, ચતુર જનૈયા છે છોડનાર ૧૬

છુટા નગર પુરીને ગામ, છુટા ગોર થાનાઇના કામ;
છુટા નદી સરોવર કુપ, છુટા પ્રજા સંગાતે ભુપ ૧૭
છુટું દેશ દેશનું હાણું, છુટો મલો માપને માણું;
છુટા ભોજન શાક અથાણાં, છુટા હવેજ હલદી ધાણાં. ૧૮
છુટા જાની સહુના હાથ, બાંધુ વેવાઇ કેરો સાથ;
જમી જુઠીને ઉઠી જાન, સઉને આપી સોપારીપાન ૧૯
શિવજી વ્યાસની વિનતી, સાંભળજો જગદીશ;
વર કન્યા સહુ જીવતાં, રાખો લાખ વરીશ. ૨૦

૧૦૮

જીમણ.

અવલ એક આરાધું અંન, જેથી જગમાં જીવે જન;
નવખંડનું તુંછો નાથ, દોરી સહુની તારે હાથ. ૧
ઇષ્ટદેવ સહુના છો તમે, માત પીતા માન્યાછે અમે;
હરિહરનાં હેરેઆછે મન, અનપુરણા તુંછો ધન. ૨
વરકન્યાનું સગપણ થયું, પછે અંદેશો કાંઇ નવ રહયું;
વિવા પુછયું પંડીત પાસ, સારો સોધી આપ્યો માસ. ૩
રાજી થઇછે બે વેવાણ, ટેલુવે સહુને કીધું જાણ;
લાડાને ઘેર લગન લખાએ, સબંધી સહુ સાંભળવા જાએ. ૪
અસલ આપણી એવી ચાલ, વરરાજાએ પેરી વરમાલ,
પેલીદાઉ થાપના કરી, માંડવા મુરત કીધું વરી. ૫

આઠા માણા રાખ્યા પાસ, જશરાજે પુરીછે આશ;
ચતુરા ચક વધાવા ચાલી, જંદ્ર ભુકી પણ કરવા વાલી. ૬
ખરા દેવછે ખેતરપાલ, વરકન્યાની કરે રખવાલ;
તિલ પિંડાને ગોળ ધુધરી, થાનાઇને સોંપી થાળી ભરી. ૭
સુંદરી સહુ ચાલીછે સાથે, લામણ દીવો લીધો હાથે;
ગણેશમાથે ગીત ગવાએ, નારલ ખારેક લેતા જાએ. ૮
આજેછે ઘડીની રાત, દાઉ તેલાઉ કરે જણીસાત:
નવગ્રહનું ત્યાં પુજન કીધું, વરને ઢીખ બેસારી દીધું. ૯
સામૈયો આવ્યોછે સામો, ધામધુમ કરેછે મામો;
ગાદલા ઘણા ગયાંછે સાથે, બાલ બુઢા બહુ બેઠા માથે. ૧૦
ઉંઠ ઘોડાને પાછળ વેલ, માહે જોડયા વાગડના બેલ;
વરરાજાની ચાલી જાન, વાજે શણાઇ ઢોલ નિશાન. ૧૧
કળશ કુંકાવટી ચોમકથાર, પુંખવામાં નહી લાગી વાર;
સુરજ અસ્ત થયોછે જ્યારે, હથેવાડો મેડેયો છે ત્યારે. ૧૨
વરને આપ્યું કન્યાદાન, પાછળ જમવા ચાલી જાન;
હાથ ધોવરાવી આસન નાખ્યાં, વટકા થાળ કળશ ભરી રાખ્યા. ૧૩
ગુંદા ગીરમરને ગાજર, વાંગી શિંગ બટાસા ડાંગર;
ખારા ઢોકરાને દહી થડા, મગ ચોરાના કીધા વડા. ૧૪
સાતવાનાની સુખડી કીધી, જાની સહુને પીરસી દીધી;
ભાત રાંધીછે જીરાસાર, એલચી ઘીનું દીધું વિગાર. ૧૫

ભોજન કરતા દીઠી જાન, જુવતીએ સહુ બાંધ્યા પકવાન;
છુટા લાડુ ગગન પકવાન, છુટા ગોળ સાકરને ખાંડ. ૧૬
છુટા વેપારીયુંના હાટ, છુટી આવા જવાની વાટ;
છુટાં સુઇ સાટી સોનાર, છુટા ગાય ભેંસ દોહનાર. ૧૭
છુટી જમવા બેઠી જાન, છુટા કાચા પાકા ધાન;
છુટી લાડુ જલેબી તાજી, છુટા વરરાજાનો વાજી. ૧૮
છુટા વિપ્રવેદ વાંચનાર, છુટા બહુ નિદ્રા કરનાર;
છુટી શાઇ કલમને દોત, છુટી રવિપાવકની જોત. ૧૯
શિવજી વરને જાનને, જાજું આપ્યું માન;
કાથો ચુનો એલચી, આપી સોપારી પાન. ૨૦

# થાળ-સંગ્રહ.

૧૦૯

( દુધ પીઓને મારા પરમસ્નેહી—એ રાગ. )

સત્ય નારાયણ અજ અવીનાશી, આરોગો જગદીશરે—ટેક.
દધિ મધુ પય ઘૃત સાકર લાવી, સ્નાન કરાવું અખીલે શરે.
ગંગોદક શુધ્ધોદક લઇ ફરી, ફરી નવરાવું નાથરે—સત્ય૦

* ભજન ભુપાળ ત્થા ભજન મણીમાં વિશેષ થાળ સંગ્રહ છે.

પીતાંબર સ્વેતાંબર લાવી, પહેરો પ્રીતમ અંગરે;
મોર મુકુટ મકરાકૃતિ કુંડલ, ધારો ભુષણ રંગરે—સત્ય૦
અબીર ગુલાલાક્ષત કુંકમપુની, કેસર ચંદને અરચીરે;
પુષ્પમાલ તુલશીદલ અરપી, પુજું પ્રાણ આધારરે—સત્ય૦
ધુપ દીપ કર્પુર આરતી, કરૂં દેવ વનમાલીરે;
બાજોઠે બેસારી પિરશું, પાક અનેક સુધા પયરે—સત્ય૦
લુણ મરી મરચા પુની પાપડ, કચરી ફરી આચારરે;
આધુ લિંબુ કાચીકેરી, કેરા કવરી ગીરમીરરે--સત્ય૦
હવેજ વારી ખારેક સારી, લીંબુડા વલી તેવારે;
રાઇતા રચેઆ વિવિધ ભાતના; દહી મસાલા વારારે—સત્ય
ભજીઆ મનગમતા મનમોહન, શીખંડ કચોરીરે,
આઠ અંગથી કઢી બનાવી, ઓ શાણપણ ઉર ધારીરે—સત્ય૦
છુટીદાર મગ ચણાં વટાણા, ભીંઢા તરેઆં ભાવેરે;
સંભારી આંતો અનેક તરેહનાં, શ્રધાથી સણગાર્યારે—સત્ય૦
સપાદ શીરી સાકરવાળી, ગ્રામચુર્ણ મહિશ્રતરે,
કદલીફલ કેસરીઆ લાવી, જીમો જગદાધારરે—સત્ય૦
મોનથાલ મેસુપાક મનોહર, સેવ સુંવારી સાટારે;
બાસુંદી બરફી બહુ તાજી, સફેત સુતરફીણરે—સત્ય૦
ગુલાલ જાંબુ ગગન ગુગરા, ગેવરપણ ગંભીરરે;
જલેબી જીમવાને પધારો, જન્મ મરણ હરનારારે—સત્ય૦

સુરસરી કેરૂં વારિ મગાવું, આચમન કરાવું નાથરે;
પકવ પુંગીફલ લવીંગ એલચી, મુખવાસ મહી ધરરે—સત્ય૦
સત્ય નારાયણ ઇશ્વર, કાલ કોઇક પુની કહેશેરે;
દયારામ દેશલ પરવાસી, સ્મરે સર્વાધારરે—સત્ય૦

૧૧૦
થાળ.
( ભોજન મન ભાવતાં૦ એ રાગ. )

જીમોને પ્રભુ ભાવે કરી બોલાવ્યા,
સર્વે પ્રકારથી મન ભાવ્યા—જીમો૦—ટેક.
ગર્મોદકથી પાત્ર ભરાવું, તૈલ યુક્ત કરીને નવરાવું;
પાટે બેસો મોવન તમે ભાવ્યા—જીમો૦
ધોતી સારી સુંદર લાવી; બે બાજુછે જરી કીનારી;
પ્રીતમ પેહેરો દુરથી છે લાવ્યા—જીમો૦
શાલી ચુર્ણનાં મોતી બનાવ્યા, રૈપ્ય થાલીમાં ચોમક માવ્યા
કરૂં શેવા પ્રભુની શ્રુતી ગાયા—જીમો૦
બરફી પુડી લાડુ સાર, ગેવર ખાજાને કંસાર;
પેડા બાસુદી મેસુક લાવ્યા—જીમો૦
કેલા ભીંડાની તરકારી, જીમોને તમે દેવ મુરારી;
ઘણા ભવો ભવથી તમે તાર્યા—જીમો૦
સીતલ જલ સુંદર કરી લાવું, હાથે કરી આચમન કરાવું;
મુખવાસનાં બેડા બનાવ્યા—જીમો૦

ગુણાતીત ગુણમય છબી જેહેની, તનમનથી કરૂં સેવા તેહેની
દયારામ શર્માએ સંભાર્યા—જીમોને પ્રભુ ભાવે કરી બોલાવ્યા.

१११

થાળ.

દુગ્ધ પીઓને મારા પરમ સ્નેહી, શ્રીકૃષ્ણ ભગવાનરે—ટેક.
કામ ધેનું કેરૂં દુધ મગાવું, માહે કેસર નાંખીરે;
એલચી પીસ્તા ચારૂલી નાંખી, ગર્મ કરૂં ચીત રાખીરે—દુધ૦
શર્કરાન્વિત પય અતી મીઠું, પાત્ર અનોપમ આણીરે;
પીરશી પાશે વ્યંજન નાંખું, આરોગો અભીરામરે—દુધ૦
ગંગોદક જારી જારી લાવું, વદન વિમર્ષણ માટેરે;
મુખ્વાસ મન ગમતા આપું, ચુર્ણ સુધા સમ નાંખીરે—દુધ૦
પાન ચમન મુખ્વાસ તમારૂં, જોયું દીન દયાલરે,
દયારામ શર્મ્માએ ગાયું, કૃષ્ણ દયાનિધી જાણીરે;
દુધ પીઓને મારા પરમસ્નેહી, શ્રીકૃષ્ણ ભગવાનરે.

११२

થાળ શ્રી સત્ય નારાયણનું.

( રઘુપતિ રામ હૃદયમાં રેજોરે—એ રાગ. )

આરોગોને સત્ય નારાયણ સ્વામીરે;
વાલો વિશ્વનો અંતર જામી—આરોગોને૦
તેડયા બદ્રીનાથને ભાવેરે, લટકતી ચાલેહરી આવેરે;
નેણાં નીરખી મારાં લો ભાવે—આરોગોને૦

લાવ્યા કલશ જલના સુગંધીરે, નાયા નટવર નેણુ રંગીરે;
પેર્યા પીતાંબર પંચરંગી—આરોગોને૦
જમવા બેઠા હરી રૂડી રીતેરે, સાકર શીરો હું પીરસું પ્રીતેરે;
ગાઉ ગુણ મધુરી ગીતે—આરોગોને૦
છપન ભોગ આરોગો નાથરે, લેઓને કેશરના દુધ પાકરે,
મેલેઆ વાટકડાં ભરી શાક—આરોગોને૦
આચમન કીધાં છે મુરારીરે, પાનબીડાં લીધાં ગીરધારીરે;
દાશ બેચર જાય બલેહારી—આરોગોને૦

૧૧૩

થાળ.

( આવો હરી શીવ શંકર ભોળા એ રાગ )

અહો સત્યનારાયણ સ્વામી, પધારોને જમવા ગરૂડગામી—અહો.-ટેક
સુણીને કથામૃત સુખકારી, વધો આનંદ ઉરભારી;
દર્શન કરવાની ઇચ્છા મારી—અહો૦
હમારે ભુવન આવો પ્યારા, ઢળાવ્યાં મેં પાટ રંગીત સારા;
બીરાજીને કોડ પુરો મારા—અહો૦
કરાવું હું સ્નાન ગંગોદકથી, પહેરાવું પીતાંબર મનસુખથી;
બનુ પાવન તમ પદરજથી—અહો૦
મેલ્યાં કંચન કટોરા થારી, ભરીમેલી ગંગા જલ જારી;
પીરસ્યાં આચાર ચટણી સારી—અહો૦
કર્યા શાકતા રૂચીકર સ્વાદુ, અનોપમછે કઢીમાં આંદુ;
પાપડ વડી ભજીઆ બુંદી લાડુ—અહો૦

પુરી પેંડા બરફી ઘેવર ખાજા, ગગન સાટા હલવા તાજા;
આરોગો અખીલ જગનાં રાજા—અહો૦
કમોદનાં ભાંત કર્યાં પ્યારા, ઉપર ઘી ઘરાઉ તણીધારા;
ભર્યાં દુધે વાટ કળા સારા—અહો૦
જમી કીધાં મોક્ષણુ ગીરધારી, અમો તો પ્રસાદનાં અધિકારી;
તમે ભુખ્યા ભાવ તણાં ભારી—અહો૦
બનાવ્યાએ પાન તણાં બીડા, કરી મુખવાસ હરો પીડા,
કરો મમ અંતરમાં ક્રીડા—અહો૦
પોઢો તો દબાવું ચરણુવાલા, ઓલાવો મારા દુઃખની જવાલા;
વંદે જેષ્ટારામ જપું માલા—અહો૦

૧૧૪

થાળ.

( હોન હાર સો હોત જગતમે—એ રાગ )

અરજ હ્યો અંતરમાં ધારી (૨)
સ્વામી સત્ય નારાયણુ આવો, જમવા જયકારી;
કથા સુણી પ્રીતમને લાગી (૨)
ભાગ્ય આજ મમ મંદીર, શોભે પ્રભુ પદનાં રાગી;
આજ મમ મન થયો વૈરાગી ( ૨ )
મહેર કરી ઉર અરજ ધરી, પ્રભુ કરતુ સદભાગી.
મનેછે એક આશા તારી ( ૨ ) સ્વામી૦

નાથ નવરાવું ઉષ્ણુનીરે ( ૨ )
અંતરથી મર્દન કરી અંગે, પુજન અમ્બીરે.
કરૂં અર્ચીત ભાલ ધીરે ( ૨ )
પુષ્પહાર ગજરા તુરાથી શણગારૂં શરીરે.
શ્યામ પધરાવું પ્રેમધારી ( ૨ ) સ્વામી૦
ઢળાવ્યાં બાજોઠ કંચનનાં ( ૨ )
ઢીચણીઆને થાળી વાટકા માન્યાછે મનનાં.
વાટકા પીરસ્યા વ્યંજનનાં ( ૨ )
પેંડા વરફી સાકર કેળાં, મૃદુરસ ભોજનનાં.
ધર્યા મેવા ફળ હિતકારી ( ૨ ) સ્વામી૦
ભાતને દાળ કઢી સ્વાદી ( ૨ )
દુધ કટોરા ભરી ભરી, ઠાર્યાં ગ્રહી કર પંખાથી.
ગગન પકવાનો હલવાદી ( ૨ )
આરોગો અખીલેશ, કાપી બંધન મુજ અનાદી.
ભરી મોક્ષણ કરવા ઝારી ( ૨ ) સ્વામી૦
પાન બીડા ફોફડ પ્યારા ( ૨ )
કરવાને મુખવાશ ગ્રથાથી પ્રાણજીવન મારા.
સય્યાપર પોઢો ચક્ષુતારા ( ૨ )
ચર્ણ ચાંપી મુજઉરમાં સ્થાપું, સોહં સ્રષ્ટીધાર.
પ્રેમ મન જેષ્ટા રામધારી ( ૨ )

૧૧૫

## થાળ.

રાગ-બનજારો.

જય વ્યાપક અંતરજામી. પ્રભુ સત્યનારાયણ સ્વામી.
થયો મોદ કથા સુણીકાને, કરૂ યાદ લીલા મનમાને.
આવો જીમવા નાથ અનામી—પ્રભુ૦
પંચામૃત થકી નવરાવું, રૂડા મંડપમાં પધરાવું,
કરો શુદ્ધ દવાર ખગગામી—પ્રભુ૦
મેંતો કંચન પાટ ઢળાવ્યા, પ્રભુ થાળ પાક પીરસાવ્યા;
ધર્યા શાક કટોરા સુખપામી—પ્રભુ૦
પેંડા સાકર બરફી કેળાં, તાજામેં પીરસ્યા આવેળા;
જીમો જીમો ચરાચર ધામી—પ્રભુ૦
શીરો બાસુદી બીરંજ બનાવી, ખીર રોટલી લાપશી લાવી.
ઢોળુ વાયુ હું બેસી સ્વામી—પ્રભુ૦
ભરી જમુના જળથી ઝારી, મુખહસ્ત ધોવાને મુરારી;
આણ્યા પાન ફોફ્ડ દુ:ખવામી—પ્રભુ૦
મારા ઉરપલંગે પોઢાળું, આખી રજની રંગે રમાડું.
જેષ્ટારામજ ન રાખુ ખામી—પ્રભુ૦

## દોહરો.

અર્જ સુણી જગદીશ મમ, પામ્યા ઉર અહ્લાદ,
વાટો હરીજન વર્ગમાં, જેષ્ટારામ પ્રસાદ.

## ૧૧૬
### થાળ.
( ભોજન મનભાવતાં લ્યોને માવા—એ રાગ. )

મોહન મન મંડપમાં પધરાવું ( ૨ )
પ્રેમ પ્યાલી દુધે ભરી લાવી, સાકર કેશર જ્ઞાન મંગાવી;
અમારા વાલાજીને આરોગાવું—મોહન૦—ટેક.
પય પવિત્ર છે કવલી ગાયનું, ધ્યાન ધરૂં ત્રીલોકરાયનું;
પ્યારા પ્રીતીનુ પ્યાલો હું પાવું—મોહન૦
પીસ્તા કેશર ચારવલીથી, કર્યો સ્વાદુ મૃદુપય ખુશીથી;
મારા હસ્તથી પાન કરાવું—મોહન૦
ગંગોદકથી વદન પખાળું—પ્રેમ ધરી મમ હૃદય રમકું;
કાલાવાલા કરીને લોભાવું—મોહન૦
પાન ચુનો કાથો સોપારી, કરાવું હું મુખવાસ મોરારી;
વારી વીઠલ વરપર જાવું—મોહન૦
જેષ્ટારામના સ્વામી! સામળીયા, જન્મોજન્મ મુજચિતમાં ચડીઆ;
હવે છુટતા કેમ છુટાવું—મોહન૦

## ૧૧૭
### થાળ—શ્રી શંકરનો.
### રાગ—બનજારો.

હરહર શરિતા શીરધારી, શશીભાલ દીપે ત્રીપુરારી;
તમ કારણ ભંગ બનાવી, મૃદુપયે શીખંડ બનાવી.
કરૂં જમવા અરજ જયકારી—હરહર૦—ટેક.

ફૂલ મેવા કંદ મીઠાઇ, શેવ શાક પાક સુખદાઇ;
શીવજી હયો સર્વ સ્વીકારી—હરહર૦
શીવ હેમ બાજોઠ બીરાજોજી—જીમો શીવ અપર થઇ રાજી;
અમને શીવ આશ તમારી—હરહર૦
કહોજી ભંગ બનીછે કેવી, તમને મન ભાવે તેવી;
હોય ખામી તો કહેજો ઉચારી—હરહર૦
મોક્ષણ જલછે તમપાશે, સૌ જીવીએ અમે તે આશે;
જેષ્ટારામ જાઉં બલીહારી—હરહર૦

## ૧૧૮

### થાળ—શ્રી શંકરનો બીજો.

( જીનન કીયો સંતસંગ— એ રાગ )

ભંગ અચ્છી બનવાઇ નાથ મેં, ભંગ અચ્છી બનવાઇરે;
પ્રેમ પથરમેં ઘુમઘુમ ઘુંટી, સપ્ત બેર છનબાઇરે—ટેક.
ભરકે લાયે કંચનકી કટોરી, પાન કરહું સુખદાઇરે;
આજ ધન્ય હેં ભાગ્ય હમારા, શીવરાત્રી અબઆઇરે—ભંગ૦
ભંગ ભવાની ઘુંટત અહોનિશ, સેવા સોહહમેં ઉઠાઇરે;
કર કરૂણાં મહારાજ સ્વિકારહું, ભકત અરજ ઉરલાઇરે—ભંગ૦
મંગલમય હે રાત્રી આજકી, દીનસે શાંતિ સવાઇરે;
ભંગપાન કરલો શિવભોળા, હમકો ભવસેં છુડાઇરે—ભંગ૦

ચંદ્રભાલ શિરગંગ આપકે, સરદી બહોત છત્રાઇરે;
મમ ઉર હુયે ત્રય તાપ શિવજી, તુમસે હોત ઠંડાઇરે.–ભંગ૦
બાસી બનો હમ ઉરકે શીવજી, દોઉકી મીટે શીતોષ્ણાઇરે;
જેષ્ટારામ પુનપુન યહી ભાખત, ભંગ ભંગ મસ્તાઇરે–ભંગ૦

૧૧૮

થાળ.

કાનતા મુંજો શેણ, જે લાએ ચંગાકરી આખેણ;
જેં જા નરખે જેડા નેણ, અધીયું કાન મુજા શેણ;
અછા ચોખા મુંગ મોચારા, રધે ઓશાઇઆં ( ૨ )
માથે દીઆ કાનકે અધીયું ( ૨ ) વટીયું ઘી ભરેપાઇઆં.
અધીયું કાન મુજે શેણ–( દોઢ. )
કામધેન જો દુધ ડોવાઇઆં, માંહે સકર પાઇઆ ( ૨ )
માથે દીઆં કાનકે અધીયું ચંગા પવાં પોશાઈઆં ( ૨ )
અધીયું કાન મુજે શેણ૦
શતે ભાતે શાગદાર, દારમરી પાઇઆં;
માથે દીઆં કાનકે અધીયું, ચંગા ચલા સુધારીઆ ( ૨ )
અધીયું કાન મુજે શેણ૦
ખનખારકું ટોપરા, માહે ત્રભાગી ઘીપાઇઆં;
માથે દીઆં કાનકે અધીયું પબડીયું ઘીમે તરાઈઆં ( ૨ )
અધીયું કાન મુજે શેણ૦

જમના સંધી જળ મગાઇઆં, કાનકે ચુઠાઇઆં;
પનજો બેઠો હથમેં રાધા, કાનકે ચબાઇઆં ( ૨ )
અધીયું કાન મુજો શેણ૦
સેજ સુતો શાવરો, પાએ ચમર ઢરાઇઆ;
પ્રેમદાશ ચેઠાકરજીજા, ચરણ ચાપાઇઆ ( ૨ )
અધીયું કાન મુજો શેણ૦

૧૧૯

થાળ.

મારે ઘેર આવજો માવા, ભાવે તો ઢેબરૂં ખાવા,
બાજરીનાં બે ઢેબરાં કીધાં, તરી આ ત્રાત્રા તેલ;
કડકો પાપડ કોચલી ઉપર, દહીનો દબડું મેલ—મારે.
જસોદાના માવા, આવોને વાંસડી વાવા,
ઉનો ઉનો પુંખ પાડુને ખોબ લડે ખાવા—મારે.
મારા છે તરમાં લાંબડી પાચીને આવી કુમતડે,
કારંગડીનું શાક જોઇએ, તો આપેલે વેલે—મારે.
બાજરીના બે ઢેબરાચીધાને ત્રીએ મેલા વહી,
રામકૃષ્ણ પ્રભુ રંકનેરે, સાચી છે સગાઇ—મારે.

૧૨૦

પાન બીડાનો થાળ.

( રાગ ઠુમરી )

બીડી પાનનકી લેતા જાઓ સાવરીઆ બીડી પાનનકી—ટેક.

કાથા ચુનાવારી લવીંગ સોપારી, એલચીહું સનમાનનકી–લેતા૦
એક એક બીડી મેરી સાસુ નણદકી, દુસરી બેડી છોટે કાનનકી-લેતા.
આવો શ્રીકૃષ્ણ હીલમીલ ચોપડ ખેલે, બાજી બની શારી રેનનકી-લેતા
તેરી બંશીમેકાના સબ જગ મોહ્યા, બેટીમોહી બ્રખુ ભાનનકીરે-લેતા.
કૃષ્ણ જીવન લખી રામકે પ્રભુ પ્યારે, જોડી બની રાધે કાનકી–લેતા.

# *આરતિ સંગ્રહ.

### ૧૨૧
### શ્રી સત્ય નારાયણની આરતી.

( રાગ—માઢ તાલ દાદરે. )

જય જય સત્ય નારાયણ, છો ભવ તારણ, વંદુ વારંવાર;
પ્રભુ દેવને કારણ, દૈત્યોને મારવા, લીધા અતિ અવતાર–ટેક.
વામન રૂપ ધર્યું, મારે વહાલે, બળી છળવાને કાજ
ત્રણ ચરણમાં પૃથ્વી લીધી, બળીનુ સર્વે રાજ—જય૦
રામજ રૂપમાં રાવણને માર્યો, યુધ્ધ કરી અપાર;
કૃષ્ણ સ્વરૂપે કંશને માર્યો, ઉતાર્યો ભુમીનો ભાર–જય૦
અહલ્યા ઉગારી, કુબજાને તારી, ચરિત્ર કીધાં અપાર;
સ્તનપાને માશી પુતના મારી, પોંહોંચાડી સર્ગદવાર–જય૦

* ભજન–ભુષણ ત્થા ભજન–મણીમા ત્થા આરતી સંગ્રહમાં વિશેષ આરતીઓછે.

ભકત પ્રલાદની ભીડજ ભાંગી, ધરયાં નરસંગ રૂપ;
નખે કરીને દુષ્ટને મારયો, દૈત્ય હીરણાંકંશ ભુપ—જય૦
પાંચ વરશના ધ્રુવજી બાલક, જેની ભક્તિ અપાર;
અવીચલ પદવી એને આપી, કરૂણાનાં કીરતાર—જય૦
પાંચ પાંડવની સાહેતા કીધી, સમે સમે મહારાજ;
જ્યાં જ્યાં પાંડવને ભીડ પડે, ત્યાં શામળો રાખે લાજ—જય૦
કુંઅરબાઇનો મામેરો પુર્યાં, સત્ય સ્વરૂપ મારાજ;
નરશીંહ મેતાની ભકિતરે જાણી, પેરાવ્યાં દામોદર હાર—જય
કરૂણા દ્રષ્ટી કરોને અમપર, રાખો ચરણની પાશ;
હસ્ત જોડીને શીશ નમાવે, હરી તમારોદાશ—જય૦

૧૨૨

શ્રી સત્ય નારાયણનાં આરતી.

જય કમલા સ્વામી, પ્રભુ જય કમલા સ્વામી;
સત્ય નારાયણ સ્વામી, વિભુવર બહુ નામી—જય કમલા૦
ભીન ભીન રૂપ ધરેલ, ભકતના ભય હરવા. પ્રભુ (૨)
પ્રતાપ પ્રસરયો પ્રભુ તવ, જગતનો જય કરવા—જય૦
સુંદર સ્વરૂપ સ્વરૂપ, પ્રભુ અમને પ્યારૂ. પ્રભુ (૨)
દરશન કરવા નીત્યે, મન દોડે મારૂં—જય૦
ગાયે ગુણ અપાર, શુક શૌનક આદી. પ્રભુ (૨)
મહીમા મહીમા મોટા,સેવે બ્રહ્માદી—જય૦

ગરૂડાસન પર દેવ, શોભો સુખ રાશી. પ્રભુ (૨)
સહાય સર્વની કરવા, તત્પર અવીનાશી—જય૦
આ કલી કાલે આપ, છો પ્રત્યક્ષ સદા. પ્રભુ (૨)
કઇક દીનને દરશન, દઇ કરીયાં સુખીયા—જય૦
શતાનંદનું કાર્ય, પ્રેમે પુર્ણ કરયુ. પ્રભુ (૨)
ધન સંપતિ સઘળાં દઇ, વીપ્રનુ કાર્ય સારયું—જય૦
કઠી આરાના નાથ, કરોડો કષ્ટ હરયાં. પ્રભુ (૨)
દુઃખ દારીદ્રો ટાળી, ભીલના ભાગ ભરયાં—જય૦
ઉલકા મુખ મહીપતિ, લજ્જાને રાખી. પ્રભુ (૨)
ભદ્રશીલાને ભારે, નેહ સાકલ નાંખી—જય૦
સાધુ વણીક શ્રીપુર, તેને બહુ તાર્યો. પ્રભુ (૨)
ભુલ ભયંકર તેની, તેથી નવકાર્યો—જય૦
કલાવતીના કષ્ટ, ધ્યાન દઇ પ્રીતે. પ્રભુ (૨)
લીલાવતીના ભાવે, સાહાય થયાં રીતે—જય૦
ગોપ મંડળી ઘેર, અંગ ધ્વજ આર્યો. પ્રભુ (૨)
પ્રસાદ પનડો મેલ્યો, તો હરીએ બહુ તાર્યો—જય૦
શતપુત્રનો નાશ, થયો અનાદરથી. પ્રભુ (૨)
પ્રસાદ જળ લીધો તવ, સુખ થયુ શ્રીવરથી—જય૦
અધર્મ ઓધારણ નાથ, કારણ નિષ્કામી. પ્રભુ (૨)
ખલનામી સૌ કામી, જરાનરહી ખામી-જય૦

પ્રેમ થકીજે ભકતો, શ્રી સત્ય નારાયણ સેવે પ્રભુ (૨)
આયુષ્ય કિર્તિ સુખ, નીશીદીન પ્રભુ દેવે—જય૦
કથા શ્રવણ કરી ભકતો, આ આરતી ગાશે. પ્રભુ (૨)
કઇક જન્મના પાપો, પ્રલય તો થાશે-જય૦
શરણાંગત શ્રી દેવ, સત્ય નારાયણ છે. પ્રભુ (૨)
ભકત જનો ગાયછે, ભકિત ભાવ કરી—જય૦

૧૨૩

## લક્ષ્મી નારાયણની મંગળ આરતી અષ્ટક.

જય લક્ષ્મી નારાયણ સ્વામી, પ્રભુ જય લક્ષ્મી નારાયણ સ્વામી;
ઘટ ઘટમાં છો વ્યાપી, સર્વાંતર્યામી—જય૦ ટેક.
સચ્ચિદાનંદ સ્વરૂપ, જય મંગલ ધામા, પ્રભુ જય, મંગલમામાં;
ભકત ભવાબ્ધિ તારણ, જય હૃદયા રામા—જય૦
જ્ઞાનધાંમ નિજનામ સર્વેશ્વર દેવા, પ્રભુ સર્વેશ્વર દેવા;
શરણાંગત વત્સલ પ્રભુ, નહી કોઇ તમ જેવા—જય૦
દયાસિંધુ સુખરૂપ, અનહદ ઉપકારી; પ્રભુ અનહદ ઉપકારી;
સું ઉપમાં હું અરપું, અલ્પ મતિ મારી—જય૦
કૃપાધના કૃપા કરી, મનવંચ્છિત આપો, પ્રભુ મનવંચ્છિત આપો;
ક્ષમા કરો અપરાધ, પાપ સકળ કાપો—જય૦
માત તાત મહારાજ, નમું હું તમ ચરણે, પ્રભુ નમું હું તમ ચરણે;
સત્યરૂપ સાક્ષાત, આવ્યો છું શરણે—જય૦

જનમ મરણનું જોર મુજ માથે ભારી, પ્રભુ મુજ માથે ભારી;
દયા કરી દીન વત્સલ, તે નાખો ટાળી—જય૦
કામ ક્રોધ અહંકાર, સબળ શત્રુમાથે, પ્રભુ સબળ શત્રુ માથે;
તમવિણ એ નહિ ટળશે, પ્રભુ ધરજો હાથે—જય૦
મંગલ આરતિ ગાઇ, સર્વે સુખકારી, પ્રભુ સર્વે સુખકારી,
કહે દયાલ કર જોડી, જા હું બલિહારી—જય૦

## ૧૨૪

## સર્વે સંત સામાજની આરતી.

આનંદ મંગલ કરૂં આરતી, હરી ગુરૂ સંતની સેવા;
પ્રેમધરી મિંદર પધરાવું, સુંદર સુખડા લેવા—આનંદ.
ત્રભુવન તારણ જગત આધારણ, અકલ સ્વરૂપ અભયવા—આનંદ.
જેની સાખું વેદ પુરાણે, નિરભય પદ લેવા—આનંદ.
અણસઠ તીર્થ સંતને ચરણે, ગંગા જમુના રેવા—આનંદ.
કહે પ્રીતમ મને હરીછે વાલા, હરીજન છે હરી જેવા—આનંદ.

## ૧૨૫

## શ્રી સહેજાનંદ સ્વામીની આરતી.

( આનંદ મંગલ કરૂં આરતી—એ રાગમાં. )

શ્રીસહેજાનંદની કરૂં આરતી, મનમાં સુખ અતી પામુંરે;
રતન સિંધાસને શ્રીજી સોભે, વારંવાર શિશ નામુંરે—સહેજાનંદ.
પુરણ પુરૂષોત્તમ હરી કૃષ્ણ છે, હરખે કરી જશ ગાવુંરે—સહેજા.

ભરત ખંડમાં પ્રભુજી પધાર્યાં, દર્શન કરવા પ્રેમે ધાવું રે—સહેજા.
અક્ષરાતીત અક્ષરપદ આપે, અક્ષર ધામમાં જાવું રે—સહેજાનંદ.
એકાંતિક ધર્મનો પ્રચાર કીધો, ચરણોદક શીશ ચડાવું રે—સહેજા.
દાસ દયારામ વિનતી વદેછે, શ્રીજીને હૃદયમાં પધરાવું રે—સહેજા.

## ૧૨૬

## મોરલી મનોહરનિ આરતિ.

જયદેવ જયદેવ, જય અઘહર સ્વામી (૨)
અંતર જામી આકામી (૨) સુખ સાગર સ્વામી—જયદેવ.
અવિચલ ધામી નાથ, છો મંગલકારી. (૨)
ત્રિગુણાત્મક ભયહારી, ૨) અકલકલ ન્યારી—જય૦
દિવ્ય સ્વરૂપ અનુપ, તવપદે નામી પ્રભુ,
દિન બંધુ દીન જાણી (૨) ધોને દુખ વામી—જય૦
અખીલ વિશ્વ આધાર, ઘટ ઘટમાં વ્યાપી,
અગણીત ગુણ તમારા, (૨) કેમ શકું પામી—જય૦
ભકિત વશ ભગવંત, તમ લેજો તારી પ્રભુ,
સ્તવન કરૂં કરજોડી (૨) હે દશ અવતારી—જય૦

## ૧૨૭

## હનુમાનજીનિ આરતી

જય મારૂતી મહાવીર, હર્ષવડે સ્તવીએ,
તાપ એક વજાંગ, જઇ પહોંચ્યા રવિએ, જયવીર—મહાવીર.

શ્રીકૃષ્ણે તો ગિરિવર, આંગળીપર ધરીયો વીર;
આપ તો ગિરિવર લઇ વળી, કુદીગયાં દરીયો.—વીર.
રામ કૃષ્ણ શિર ઉપર, રથમાં ધ્વજમાંહિ,
આપ રહ્યા તેમ રહેજો, આ અમ ભુજમાંહિ—વીર.
અમર વેલીના જ્ઞાતા, બટુક બ્રહ્મચારી,
આપનું બધુ બળ અહેવા, કરજો અધિકારી—વીર.
અનંત બળના રાશિ, અજરામર કહાવો,
બળ, અજરામર રૂપે, અમ શરીરે આવો—વીર.
પુછથી રાવણ દાબ્યો, એમાં નથી શંકા,
અધર્મીનું બળ હણવા, બાળી દીધી લંકા—વીર.
જે ગુરૂની ભકિતથી, બલ આપજ પામ્યા,
અમ અંતરતે રામ, સદા રહો જામ્યા—વીર.
રામથી ગણી અભિન્ન, પ્રેમવડે સ્મરીએ,
અદ્દભુત બળ પુષ્ટિ અમ, અણું અણુમાં ભરીએ—વીર.
આપ હૃદયમાં રામ, જેમ અખંડ રમે,
ઉભય આપ તનમનમાં, રહો કહી સર્વ નમે—વીર.

# સમાપ્ત.

# આશ્રય દાતાઓના નામની યાદી.

**કચ્છ, વમોટીના શ્રીમાન સ્વ૦ રામજીભાઇના સ્મારક તરીકે ઉદાર આશ્રય આપનાર શેઠ શ્રી પેરાજ ભાઇ હરીરામ પારપેઆ રાઇસ મર્ચંટ—મુંબઇ.**

| નકલ. | નામ |
| --- | --- |
| ૧ | ઠા. ડુંગરસી ધર્મસિંહ, કુંઢાઈ—ગઢશીસા. |
| ૧ | ઠા. અરજણ હરીરામ ચંદે નલીઆ |
| ૧ | ઠા. ભાણજી રામદાસ કોતક મથલ |
| ૧ | જોશી રામજી કાલીદાસ ગુંદીઆરી |
| ૧ | ઠા. રણછોડ જેઠા ગુંદીઆરી |
| ૧ | વ્યાસ પ્રાણશંકર લાધારામ ભદરેસર. |
| ૧ | જોશી આતમારામ વેલજી |
| ૧ | જોશી દેવકરણ દામજી. |
| ૧ | ઠા. ખેપાર નારાયણ કું. |
| ૧ | ઠા. પ્રેમજી ધારસી લાખણીઆ |
| ૩ | ઠા. દયાળજી કલ્યાણજી કારીઆ ખોંભડી. |
| ૧ | લખમીદાસ જેઠા. |
| ૧ | ઠા. ચતુરભુજ પ્રાગજી ભદરેસર. |
| ૧ | ઠા. ભવાનજી કુંઅરજી રવા |
| ૩ | ઠા. રામજી વસરામ ટપર સોનારાવાલી |

| નકલ | નામ |
| --- | --- |
| ૧ | ઠા. સુંદરજી દેવચંદ કલ્યાણપુર. |
| ૧ | ખોજા ફાજલ જાફર માવજી કલકત્તા |
| ૧ | પંડયા મોહનલાલ રેવાશંકર |
| ૨ | ઠા. દયાલ નથુ કલકત્તા |
| ૧ | ઠા. ગોવિંદ નથુ મંજલ |
| ૧ | જોશી પ્રેમજી જેઠા |
| ૧ | ઠા. શીવજી કરમસિંહ |
| ૧ | ઠા. પેરાજ ધારશી અનમકાઇ જખૌ |
| ૧ | ઠા. વલભજી શીવજી |
| ૧ | વ્યાસ જયરામ ઉકેડા |
| ૧ | ઠા. ખેરાજ ખટાઉ |
| ૧ | ઠા. કરસનદાસ દયાળ |
| ૧ | ઠા. વીરજી ધારસીંહ |
| ૧ | શેઠ મનજી હીરજી |
| ૧ | ઠા. કરશનદાસ પ્રસોતમ |
| ૧ | રાવલ કરૂણાશંકર કાનજી |
| ૧ | ઠા. જયેષ્ટારામ કૃષ્ણ વ્યાલજી રઘુવંશી |

# આશ્રય દાતાઓના નામની યાદી

| નકલ | નામ | નકલ | નામ |
|---|---|---|---|
| ૧ | ઠા. સુંદરજી મુલજી. | ૧ | ઠા. કાનજી સુરજી |
| ૧ | ઠા. રણછોડ વૈઆ | ૧ | ઠા. ચત્રભુજ મુલજી |
| ૧૦ | ઠા. વીરજી પેરાજ | ૧૨ | ભકત ખીમજી રવજી |
| ૧૦ | ઠા. મોનજી સુંદરજી | ૫૧ | K. B. J. |
| ૧ | શેઠ રામજી ટોપણ | ૫૧ | N. B. J. |
| ૧ | કોઠારી કાનજી મનજી | ૧ | કોઠારી રામજી કુંઅરજી |
| ૧ | શેઠ રતનસિંહ પુંજા | ૧ | ઠા. ગાંગજી રણછોડ |
| ૧ | શેઠ લખમીદાસ રામજીચંદા | ૧ | સોઢા જાલમસંગજી ઉમરસંગજી |
| ૧ | શેઠ પ્રાગજી સુરજી | ૧ | કોઠારી દયાળ માધવજી |
| ૧ | શેઠ પ્રસોતમ તુલશીદાસ | ૧ | કોઠારી ગંગારામ જેઠમલ |
| ૧ | શેઠ કરશનદાશ પ્રેમજી | ૫ | મહોપાધ્યાય પંડિત દયારામ ખટાઉ શર્મા |
| ૧ | શેઠ રણછોડદાસ તુલશીદાસ | ૧ | જોશી મયાશંકર દુંગરસિંહ |
|  | શેઠ પ્રધાન વાગજી | ૧ | કોઠારી ખટાઉ સુરજી |
|  | શેઠ જેઠાભાઇ પ્રાગજી | ૧૦ | ઠા. વીશનજી પરમાનંદ |
| ૧ | શેઠ જેઠાભાઇ તુલશીદાસ | ૧ | ઠા. જેઠા ભાણજી |
| ૧ | વૈદ્ય શાસ્ત્રી મનજી લાલજી | ૧ | જોશી રણછોડદાસ વિશનજી |
| ૧ | વ્યાસ હીરજી તુલશીદાશ | ૧ | વ્યાખ્યાનકોવિદ નિર્ભયરામ વીશનજી |
| ૧ | દરજી નથુ હદુ આણી | ૧ | પંડિત ઉમાશંકર લીલાધર શર્મા |
| ૧ | વૈદ્ય કુબેર દામોદર શુકલ | ૧ | વ્યાસ વલભજી લાલજી |
| ૧ | શોની હંશરાજ ગાંગજી | ૧ | ઠા. માધવજી લધા |
| ૧ | પંડીત શ્રીકૃષ્ણ ગ્વાલજી | ૧ | ઠા. શીવજી નથુ |
| ૧ | ઠા. રામદાસ નાગજી | ૧ | જમનાદાશ ગોપાલજી |
| ૧ | ઠા. મુલજી વિશ્રામ |  |  |
| ૨ | પંડયા છગનલાલ ગોપાલજી |  |  |

# આ પુસ્તક મલવાના ઠેકાણાં.

૧ વ્યાસ " દયારામ રતનસિંહ શર્મા "

વડગાધી તુલસી સુરજીના બીજે માળે. નં. ૩ મુંબઇ.

૨ વ્યાસ " વલ્લભજી રતનસિંહ શર્મા "

વડગાધી દરિયાસ્થાન ગલી માહાજનનાં

પેલે માળે નં. ૩ મુંબઇ.

૩ જોશી " ધારશી રતનસિંહ શર્મા " પાઘડીવાલા.

કોટ હોલીચકલાં નં. ૧ મુંબઇ.